# ગંભીર ઘોંટાળો

(નાટક)

કરી નાંખું. આટલું તમે બોલવાની મહેરબાની કરજો. હા પણ રૂસ્તમ શેઠ તમોએ જે મને રૂપ્યા પચીસ હજાર આપવા કહ્યા છે, તે સામાંથી આપશો, તમોને તો ચાકરીપર આવ્યાને બે કે ત્રણ વરસ થયાં હશે, ને એટલાં નાણાં મને ક્યાંથી આપશો ?

**રૂસ્તમ**—સમજ, જહાંગીર શેઠે પોતાના વીલમાં મારૂં નામ લખ્યું છે. ને તમામ અસક્યામત મારા નામે ચરાવી છે, એવણની નજરમાં હું એક ફરેસ્તો છું. જયારથી હું આવ્યો છું ત્યારથી મેં મારી મીઠી મીઠી વાતોથી તેવણનું દીલ મારી તરફ ખેંચી લીધું છે.

**કાશમ**—મારા સમ, શેઠ, ગુસ્સો નહિ કરો, તો તમુને હું કંઇ કહું.

**રૂસ્તમ**—બોલ એમાં ગુસ્સો સાનો.

**કાશમ**—મારા સમ, જયારે તમે ખુનજ કરવા નીકળ્યાચ ત્યારે એવણને તેવણ કરીને માનમાં સાના બોલોચ, એ તો મોને મીઠાસ ને પેટમાં કરવાસ જેવો હિસાબ થયો.

**રૂસ્તમ**—વારૂં કાસમ, તારો શું વિચાર છે તે મને જાહેર કર કે હું નચીંત થઈને બેસું. હવે તો મને ખાવું પીવું બધું હરામ થઇ પડશે. જયારે આએ શુભ કામ પાર ઉતરશે ત્યારે કંઈ જીવ થરશે. પણ કાશમ તું કેવી રવેશે ખુન કરવા ચાહેછે, તે મને જાહેર કર, મારી તો સલાહ છે કે દવામાંજ ઝેર ભેલી દઈયે.

**કાશમ**—મારા સમ, નહિરે મુરબ્બી ઝેર ને અફીણ શું કરોછો, એમાં તો કદાચ આપણે પકરઇ બી આવ્યે. શહેલો અને સુતરો ઈલાજ મારી પાસેછે તે તમારી આગળ વખત આવવે ખુલાસો કરશ.

**રૂસ્તમ**—હવે ખુલાસાથી ભોસી મરની ? વખત આવવે સાનો ખુલાસો ? વખત સાનો ને ઢીલ સાની કરવી ? જે કામ આજે બનતું હોય તો કાલપર નહિ રાખવું.

**કાશમ**—મારા સમ, જયારે હું અહિથી જવાની તૈયારીમાં હોવશ, ત્યારે હું જણાવતો જવશ.

**રૂસ્તમ**—તું વરી કહાં જવાનો છે ?

**કાશમ**—હૈદરાબાદ.

**રૂસ્તમ**—પણ ત્યાં કહાં મરવા જાયછે. ખુલાશો તો કરી મર.

**કાશમ**—મારા સમ, હાલતો ચાલો. પછી બધું થઇ રહેશે. પણ, શેઠ આગળ બોલવાને ચુકશો નહિ.

**રૂસ્તમ**—તે તો મારૂં કામ.

**કાશમ**—ચાલો શેઠ મારા સમ. (બંને જાયછે. સોરાબ આવેછે.)

**સોરાબ**—(દાખલ) ખુદરત, ખુદરત, તારો ખેલબી અજબ છે, આજે લગભગ વીશ વરસ થયાં આય મારા એક પુરા ભાઇના મકાનમાંથી ગીયાને. અફસોસ એક નજીવા કારણસર ભાઈ ભાઇઓમાં પંચાત થવાથી મરતાં મોનું નહિ જોવાના હરહરતા કસમ ખાઇ હું પરદેશ ચાલી ગીયો. પણ દીલમાં માવાની લાગણી ખેંચાયાથી હયાં આયોચ કે એકવાર મારા ભાઇના ચહેરાના દરશન કરી પાછો જંગબાર ચાલતો થાઉં. (સોરાબ જાયછે. રૂસ્તમ દાખલ થાયછે.)

**રૂસ્તમ**—(દાખલ) આયો ભેદ કંઇ જણાતો નથી. કોણ જાણે કાશમ શું કહેવા માગેછે. રસ્તામાંથી દવાની બાટલી બી લઇને કહેછે કે તમો જાવો હું એકલો જઇને દવા લાવશ. રખે એ કંઇ શેઠ આગળ ભાંગરો વાટી દે. હા, જ્યાં છે ત્યાં એની દયાનત ફરી ગઇ છે, ત્યાં વગર એ મારા હાથમાંથી દવાની બાટલી લે નહિ. એને મેં જણાવ્યું હતું કે દવામાં ઝેર દઇને જહાંગીરને મારી નાંખશું, તેથીજ એ બીધો હોશે અને હવે જહાંગીર શેઠ આગળ જઇને બધું ફુકી મારશે. હવે તો મને કાશમને ઉપરથી ફસાવવો જોઇએ. પણ નહિ, સબર, કદાચ કાશમ કહે તો પણ જહાંગીર શેઠ હરગીજ માને નહિ. અરે! આયે સાંમેથી કોણ આવેચ. ( સોરાબનું આવવું. )

**સોરાબ**—(દાખલ) શેઠ સાહેબ.

**રૂસ્તમ**—મુરબ્બી સાહેબ, કંઇ ફરમાશ. (સ્વગત) અરે આય ચહેરો કેથે જોયો હોય એમ લાગેછે.

**સોરાબ**—સાહેબ મને જહાંગીરજીને મળવાનું છે. (સ્વગત) આયે માણુસ કંઇ ઓળખાનમાં લાગેછે.

**રૂસ્તમ**—શેઠ જહાંગીરજી હાલમાં સુતેલા છે, કલાક રહીને આવશો તો મહેરબાની. જો તમારી મરજી જ હોય અને કંઇ અગત્યનું કામ હોય તો જગારૂં, જેવો સાહેબનો હોકમ.

**સોરાબ**—અરે નહિરે શેઠ, જગારવાની કંઇ જરૂર નથી. કલાક રહીને આવશ. તશદી માફ, સાહેબજી.

**રૂસ્તમ**—આવો સાહેબ. (સોરાબ જાયછે.) કાશમ કોણ જાણે ક્યારે આવી મરશે? હવે તો મને વધારે સફાઇથી કામ લેવું પરશે. અરે હજી મરવાનો નહિ. લે સાંમેથીજ આયો.

(કાશમ દાખલ થાયછે.)

**કાશમ**—મારા સમ, રૂસ્તમ શેઠને—

**રૂસ્તમ**—કોણ શેઠ? હું તારો શેઠ? ચુપ, મુગો મર ફરીથી એવી બદમાશી કરતો ના. જે તારો શેઠ તુને પાળે, તેનેજ મારી નાખવાને તું તઇયાર થયોચ? ધીક્કાર છે તારી પર, ઉભો રહે લુચ્ચા બદમાશ, બધી વાત કહુંછું શેઠની પાસ, તારી તરફથી ન રાખીતી એવી આશ, હું તો તારી કરતો તો અજમાશ.

**કાશમ**—મારા સમ, શેઠ હું શું જાણું કે તમો મને એમ અજમાવતા હોશો. મારી એટલી ખતા માફ કરો, રૂસ્તમજી શેઠ ફરીથી કદીબી એવો ખ્યાલ કરૂં તો કશમ તે પરવર—

**રૂસ્તમ**—શાબાશ કાસમ, ના ખા કશમ, હું તો દેતો તો દમ, અરે ભલા માણસ તું ખરૂંજ સમજ્યો કે? અરે તારૂં ભલું થાયરે કાશમ!

**કાશમ**—મારા સમ, રૂસ્તમ શેઠ મને માફ કરો, હું એ કામમાં હાથ નાંખવા ચહાતો નથી. તમોને જેમ નેક લાગે તેમ કરો.

**રૂસ્તમ**—મને તો નેક એજ લાગેછે કે શેઠ જહાંગીરનું ખુન!

**કાશમ**—મારા સમ, રૂસ્તમ શેઠ, તમારૂં બોલેલું મને શક ભરેલું લાગેછે. વાસ્તે તમો તમારૂં કેરીઆ કરો, મને ખોદા ખાતર જવા દેવો, વળી કંઈ મને અજમાવતા હોશો તે કહાં પીરા.

**રૂસ્તમ**—નહિ, નહિ, કાશમ, તારા દિલમાંનો વ્હેમ દુર કર, એ તો હુ અમથો તારૂં હીર જોતો હતો. પણ હા, તુંને કહેતાં ભુલી ગયો જેહાંગીર શેઠ-ને કોઈ મલવા આયું હતું જો! માટે ઘણી સંભાળથી કમ લેવું પડશે.

**કાશમ**—મારા સમ, બાવા મારા વ્હેમ તો દુર કરવા ઘણું ચહાઉં છું. પણ, દીલ નહિ માનતું તેનું કેમ, તમો જો મને ખરા યકીનથી કોલ આપો તો કંઈ વ્હેમ દુર થાય ખરો. અને તમારા કામમાં હમશરીક થાઉં.

**રૂસ્તમ**—લે આય કોલ. પણ કાશમ દવાની બાટલી તેં મારા હાથમાંથી લઇ કાંય લીધી હતી, અને તું એકલો કાંય ગયો હતો તે મને સમજાવ.

**કાશમ**—મારા સમ, એમાં સમજાવા જેવું કાંઇ નથી. તે કરતાં લેવો સમજો. મારા દિલમાં એમ વ્હેમ આવ્યો કે તમો દવામાંજ કદાચ ઝેર ભેળશો, કરીને મેં બાટલી લઇ લીધી તેમાં ખોટું શું થયું.

**રૂસ્તમ**—હું તો જુદુંજ સમજ્યો કે તું મારાથી બદલાઇ ગીયોચ કરી-નેજ મેં તુંને ખાલી ધમકી આપી. પણ હવે ખાતરી થઈ

કે કાશમ તો મારો જ છે. હા, પણ કાશમ મને સમજાવ
કે જહાંગીરનું છેવટ કેમ લાવવું !

**કાશમ**—મારા સમ, કાન ધરી સાંભળો. જહાંગીર શેઠ મને ગામ જઇને હકીમ લાવવા ફરમાવશે ત્યારે હું બીજે ગામથી એ ઝહેરી નાગની ગોઠવણ કરી રાખશ, અને ત્યાંથી હું હકીમને સાથે લઇને પાછો ફરશ. અને શેઠની આગળ લઇ જવશ. એટલે શેઠની ખાતરી થશે કે હકીમનેજ લેવા ગીયો હતો.

**રૂસ્તમ**—પણ કાશમ એ ઝહેરી નાગ સાથે આપુને શું લાગે વળગે ?

**કાશમ**—મારા સમ, શેઠ કોઈ દહાડો તમે ખુન કીધેલાં લાગતાં નથી, આય કામ જયાં છે ત્યાં પહેલાંજ હાથમાં ધરીયું હશે. પણ આય તમારા ગુલામે આશરે દજન એકને ઠેકાણે પારીઆ હશે. એ નાગ સાથેજ આપુને આપરી બાજી ખેલવાની છે.

**રૂસ્તમ**—સમજાવી મરની કે નાગ સાથે શું બાજી ખેલવાની છે.

**કાસમ**—મારા સમ, સમજો શેઠ—અરે સાંમેથી કોઇ આવેચ. અખારા કરી જાવો. (સોરાબનું આવવું. કાસમનું છુપાવવું.)

**સોરાબ**—કેમ શેઠ, જહાંગીરજી શેઠ જાગીયા કે ?

**રૂસ્તમ**—નહિજી હજી સુતેલા છે.

**સોરાબ**—[illegible] ત્યારે હું [illegible] પછી ફેરો મારી જવશ.

**રૂસ્તમ**—આપ સાહેબનું નામ જણાવશો [illegible] મહેરબાની.

**સોરાબ**—મારૂં નામ સોરાબ માણેકશા સુરતી છે.

**રૂસ્તમ**—વારૂં શેઠ, હું આપનું નામ મારા શેઠ આગળ જાહેર કરશ કે તમો આવી ગીયાતા.

**સોરાબ**—અરે નહિ, જાહેર કરશોના. મને એકાએકજ મળવાનું છે.

**રૂસ્તમ**—જેવી તમારી મરજી. (સોરાબ જાયછે. કાશમ બહાર આવેછે.)

,, કાશમ હાલ તો ચાલ. પછી પેલી વાતનો ખુલાશો કરજે.

**કાશમ**—મારા સમ જેવો હોકમ સાહેબનો. (બેઉ સાથે જાયછે.)

---

# પરદો ૨ જો.

(સોરાબના ઉતારાનું મકાન.)

### ગાયન ૨ જું:

**દોલો**— હું તો ગામરીયો ભોલો કે હું તો ગામરીયો ભોલો,
સોરાબ શેઠની નોકરી કરતા થવા આયો ઘરડો.—હું તો.
બૈરી કરવા માગેચ સોરાબ શેઠ તો,
રખડી રઝડી હવે હું તો થાકયો,
મારે માટેબી સોધી કાધીચ એ નારજો.—હું તો.
શેઠને સારૂં સોધી કાઢીચ મેં નારી,
રંગ રૂપ અને દેખાવમાં બહુ સારી,
ઇનામ આપસે સોરાબ શેઠ મને ભારી.—હું તો.

બાપ મારા હવે તો કંટાલો આયો હજાર નાચ નાચીયા શેઠની ચાકરીમાં. હવે રહ્યું સહ્યું મારા શેઠને વાસ્તે બૈરી શોધવાની ફરજ બી મારે માથે આવી પરી. ખેર. નવાણું તાંહ ભરયા સો. ચાર પાંચ ઠેકાણે જોઇ તો કાઢયુંચ. શેઠને પસંદ પરેચ કે નહિ તે હવે જોવાનું છે. લે સામેથી શેઠ પોતેજ આવેચ, જરા છુપાઇને તમાશો તો જોઉં.

(સોરાબ આવેછે.)

**સોરાબ**—અફસોસ! હજાર અફસોસ! ભાઈના ચેહરાનાબી દરશન થયાં નહિ. આતો કાલે સવારના પાછા જઇશું. દોલા ઓ દોલા?

**દોલો**—(અંદરથી) જી સાહેબ, આયો સાહેબ

**સોરાબ**—કેમ દોલા કાંઇ સારા સમાચાર.

**દોલો**—ઘણાંજ મજાહના સાહેબ. સારા સમાચાર તો એવા કે સુંના મોહર જેવા. આપરાં કામમાં કસરજ નહિ સમજવી મહેરબાન.

**સોરાબ**—બોલ ત્યારે જોવું કયે કયે ઠેકાણેનું વસતાલું તું મારે માટે લઇ આવ્યો છે?

**દોલો**—સાહેબને કહું કે, તમારૂં કામ કરતાં મારો સવા રૂપ્યાનો જોરોબી ફાટી ગીયો ને લોકોને ઘેરના દાદર ગણતાં ગણતાં મારા તેરબી ખેંચાઇ આવી છે. પણ મુરબ્બીનું કામ તો ગમે એવાં દુખેબી પાર તો પાડયું.

**સોરાબ**—વારૂં જો તું મારૂં આએ કામ સરનજામ ઉતારશે તારી સર્વે જેહેમતનો બદલો વાલી આપશ.

**દાલો**—બદલાને મારો ગોલી. જીવની શેઠ, મુંબઇના રહેવાશી રૂસ્તમજી હાલમાં હઈયાં આવેલા છે, તેવણુની એક છોકરી રંડાયલી છે. પણ દેખાવમાં ઘણી સારી છે. સાથે લાગા ગોલાબ જેવા બે બચ્ચાંઓ છે. જો તમારૂં ધ્યાન પુગતું હોય તો તે બાઇ સાથે ગોઠવી નાંખું.

**સોરાબ**—અરે તારૂં સત્યાનાશ થાય ગામમાં કાંઈ છોકરી નહિ મલી કે મારે વાસ્તે રંડાયલી શોધી કારી.

**દાલો**—શેઠ મારા રંડાયલી થઇ એટલે બસ નાંખી દેવાની કે, તમો જેવા રંડાયલા શેઠયાઓબી આજના વખતમાં જો કુમારી છોકરી શોધે તો પછી રંડાયલી ઓરતોનું શું મુલ ? વાશતે મારૂં માનો ને તમે રંડાયલીજ સાથે પરણો.

**સોરાબ**—નહિ, નહિ, કદી બને નહિ. રંડાયલી દંડાયલી સાથે મારૂં કામ નહિ. સમજ્યો બીજી કઈ કઈ ધ્યાનમાં છે તે બોલ.

**દાલો**—બીજું ઘેર તો હૈદરાબાદમાં છે. આપરા બરજોર દાકતરનું થવાનું હતું. પણ છોકરીની ચાલ સારી નહિ હોવાથી બરજોરે ના પારી.

**સોરાબ**—ત્યારે તેવી એક છોકરી સાથે હું ગોઠવું કે વાહરે ડોલા ?

**દાલો**—શેઠ મારા તે દાકટરને વધારે દોરીયાવાલી મલી એટલે તે બીચારીને ના પાડી, અને ઉપરથી તેની પર તોહોમત મુકયું કે છોકરી સારી ચાલની નથી.

**સોરાબ**—વારૂં તે છોકરીનું નામ શું ? અને બરજોર દાકતર કયો તે લોકની મને બરાબર ઓલખ આપ.

**દાલો**—સોરાબ શેઠ, બરજોર દાકતર લાંબો જેવો અને સોહામણો છે તે અસલ મુંબઈમાં પોતાનું દવાખાનું ચલાવતો હતો પણ ત્યાં બરાબર નહિ ચાલ્યાથી હૈદરાબાદમાં આવી પોતાનું દવાખાનું ખોલ્યું. ત્યાં જરા ઠીક ચાલ્યાથી બે પઇસે સુખી થયો અને પણવાનો વિચાર કીધો, એટલામાં બરજોરની તબીયત ઘણીજ લથરી ગઈ અને મુંબઈ જવાનો ઈરાદો રાખ્યો. પણ હૈદરાબાદના જાણીતા વેપારી દારાશાએ પોતાને મકાને તેડી મંગાવ્યા. અને ત્યાં ઘણી ચાંપતી સારવાર હેથલ બરજોરને સાજો કીધો. રફતે રફતે બરજોરનું ~~ત્યાં ચેરવત~~ જેવું થયું, અને

ટુંકમાં કહું તો બરજોરે દારાશાની બેટી ધન સાથે પણવાનો કોલ આપ્યો, પણ ત્યાર પછી બરજોરની દાનત બગરી, અને બીજી સાથે પરણી ગયો. જો તમારૂં ધ્યાન પુગતું હોય તો હું જઇને પાતીંઆં ગોઠવી આવું.

**સોરાબ**—બસ, બસ, એ છોકરીને ઓલખી. બરજોરે ના પાડી હશે તે વાજબી છે. એ છોકરીની ચાલજ પાધરી નથી. એનો બનેવી મારો દોસ્તદાર થાય. તે પહેલાં એની સાથ પણવાનો હતો. પણ પછવારેથી જણાયું કે, એ છોકરી તો કેથે છુપી રીતે પરણી ચુકી હતી. તે પણ એ છોકરીને પડતી નાંખી કેથે ગુમ થઇ ગયોચ. સમજ્યું દોલા ?

**દોલો**—હવે તો બીજી બે છોકરીઓ ધ્યાનમાં છે.

**સોરાબ**—તે કેવી છે ?

**દોલો**—સીધી સરોવરના ઝાડ જેવી, ને જાણે ગોરી ગોરી મડમ. મોહડાનો ઘટમ ઘણો સારો, પણ જરા બીચારીનું કાતરીયું ગેપ છે. બાંધો ઘણો મજબુત પણ આગલી ફરેકાર બધી હજીરે હવા ખાવા ગયલી છે. જરા ડાબા હાથમાં કસર છે. ને શોખીન જીવડો છે. ફાશીન બધી મુંબઇની જો. પોલકો, બુત, ઇસતાપરાં બંધું જો.

**સોરાબ**—પોલકો, બુટ, સ્ટાકીંગ અને એવી બીજી ચીજો પહેડવામાં એબ જેવું કાંઇ નથી. એનો જોરતોનો સીંગાર છે, પણ તમોએ જે તેની ખુબસુરતીનું બયાન કીધું. તેને માટે હું તમોને વિચાર કરી જવાબ આપીશ. જો દોલા મને કેવી બઇરી પસંદ છે, તે હું તુંને ટુંકમાં સમજાવુંચ. તે સમજી લે, અને તે પ્રમાણે તું તલાસ કર, નહિતો ફોકટ તસ્દી ઉઠાવાની માંડી વાળ.

**દોલો**—બોલો સાહેબ.

**સોરાબ**—ઘણીજ ખુબસુરત, શોખીલી, પાક દામનની, સારા તોખમની અને બુનીયાદ બાપની જે બેટી હોય, તેને હું મારી મોરદાર તરીકે મોટી ખુશી સાથે કબુલ કરીશ.

**દોલો**—ત્યારે તો શેઠ મારી એક પંચાવન વરસની માશી છે તેમાં એ બધાં ગુણો છે. પણ એક ખામી છે. તેનું નાક નથી, જો તમારી નજરમાં આવે તો ફરમાવજો.

**સોરાબ**—એવી નાક વગરની ઓરત સાથે મારૂં કામ નહિ. નાક વગરના બીજી નકતાં ઘણુા મલી આવશે.

**ફાલો**—હાલતો ચાલો પછી હું ગામમાં ફરીને શોધી કારશ.

( બંને જાયછે. )

---

## પરદો ૩ જો.

( જહાંગીર શેઠનો ઓરડો )

**જહાંગીર**—મારો રૂસ્તમ કહાં ગીયો ? કેટલો વખત થયો ? બીચારો મારે ખાતર શું શું કાશશો કરતો હોશે કે શેઠ જેમ બને તેમ જલદીથી દુખમાંથી ફારેગ થાય, પણ જયાં એવુ કેફોરૂં દુખ લાગુ પડયું ત્યાં બીચારો મારો ભોલો રૂસ્તમ શું કરે ?

( રૂસ્તમ દાખલ થાયછે. )

**રૂસ્તમ**—શુકર પાક પરવરના તે કીરતારે મારી આખરે અરજ સાંભલી.

**જહાંગીર**—કેમ દીકરા રૂસ્તમ, શું તારી કીરતારે અરજ સાંભલી ?

**રૂસ્તમ**—બાવા હવે મારી મુરાદ બર આવી.

**જહાંગીર**—ભલે કંઇબી તારી મુરાદ તે દાદગર બર લાવે, પણ જરા મારી આગલ તો તારા દિલેનો ખુલાશો કર, હું તો સમજીને ખુશી થાઉં.

**રૂસ્તમ**—તમુંને તો મારા કરતાં ચારગણી ખુશાલી લાગશે. હવે તમારો છુટકારો થશે. સમજો બાવા, આપરો કાશમ ખાતરીથી કહેછે, કે તમારા આય ભયંકર દરદની દવા જાણુનાર એક હકીમ હૈદરાબાદમાં છે.

**જહાંગીર**—દીકરા, તેથીજ ત્યારનો તું મારે ખાતર ખુશી થતો તો કે ? શું તારી મારી તરફ લાગણી છે ? ખોદા તારૂં ભલું કરે. પણ મને વિસવાસ નહિ આવતો કે હકીમોથી મારૂં દુઃખ દફે થાય. ભલા ભલા મહાન દાકતરો એ દરદ આગલ મહાત થઇ ગયાં તો હકીમ બીચારો શું કરે, પણ તે કરતા કાશમને મારી આગલ મોકલજે હું ખુલાસાથી વાત કરીશ.

**રૂસ્તમ**—અરે શેઠ અજમાવવામાં ગીયું શું? મારી તો ખાતરી છે કે તમો તદન સાફ થઇ જશો. જરા પણ દરદનું નામ નહિ રહેશે. એ દરદને તો જડમુલથી ખોદાનું ચહાવું થશે તો હકીમ ઉખેરી નાંખશે, તે કરતાં કાશમને બોલાવીને વીગતવારેથી તલાશ કરીએ. કાશમ? કાશમ?

**કાશમ**—(અંદરથી) આવ્યો શેઠ હુકમ શાહેબ.

**રૂસ્તમ**—જો મોટા શેઠ પુછે તેનો જવાબ આપ.

**કાશમ**—હાજી મારા સમ.

**જહાંગીર**—કાશમ તું એમ શા પરથી કહે છે, કે તે હકીમ મારા દરદની પીછાણ કરી મને સાજો કરશે? તેં કંઇ તારી ખાતરી કીધી છે?

**કાશમ**—મારા સમ, શેઠજી મારા સગાને એમાંનોજ રોગ લાગુ પડયો હતો. અમો લોકોએ તો તદન આશા છોરી હતી પણ ત્યાંના એક જઇફ મરદે અમુને ભલામણ કીધી અને હું જઇને તે હકીમને લઈ આવ્યો. પંદર દહારામાં તેનું દરદ નાબુદ થઈ ગીયું. ખોદા કરશે તો તમારૂં બી નાબુદ થઈ જશે. તમારો હોકમ હોય તો આજને આજ હૈદરાબાદ ઉપડી જાવું.

**જહાંગીર**—ત્યારે લે પાક પરવરનું જબાંપર નામ, ને ફતેહ કર તારૂં કામ. રૂસ્તમ એને એકસો રૂપીઆ આપ, કાશમ જેમ બને તેમ વહેલો આવજે.

**કાશમ**—વારૂંજી.

**રૂસ્તમ**—કાશમ લે આય સોની નોટ, અને શેઠનું કામ પાર કરજે.

**કાશમ**—મારા સમ, જેવો હોકમ સાહેબનો. (કાસમ જાય છે.)

**રૂસ્તમ**—શેઠ, આય કાશમ જાતે ઘણોજ અસરાફ છે. તમારી તરફ ઘણીજ લાગણી ધરાવેચ. સાંમનેથી કોઈ આવેચ શેઠ.

(સોરાબ આવે છે. રૂસ્તમ જાય છે.)

**સોરાબ**—મુરબ્બી સાહેબ.

**જહાંગીર**—આવોજી, કેમ શેઠ કંઈ કામસર આવ્યા છો.

**સોરાબ**—હાજી ઘણાંજ અગત્યનાં કામસર આવ્યો છ.

**જહાંગીર**—ત્યારે તો મારા મેનેજર રૂસ્તમજી સાથે વાત કરો.

**સોરાબ**—નહિજી મને તો તમારી સાથેજ વાત કરવાની છે.

**જહાંગીર**—ત્યારે બોલો તમારી શું વાત છે.

**સોરાબ**—તમો શેઠને એમ પુછું કે, તમારો કોઇ ભાઈ હતો ખરોકે?
**જહાંગીર**—હાજી, બહેસ્ત બીચારાને આજ ચાર વરસ થયાં ગૂજરી ગીયાને.
**સોરાબ**—એમ તમો શાપરથી કહો છો?
**જહાંગીર**—મારી પર ત્યાંથી ગુજરવાનો તાર આવ્યો.
**સોરાબ**—અફસોસ.
**જહાંગીર**—હવે શેઠ તમો વાત પર આવો.
**સોરાબ**—જેવની શેઠ મેં તમારા બહેસ્તી ભાઇને રૂપીઆ દશહજાર ધીરીઆ હતા. પછી મને એકાએક કામ નીકળી આવ્યાથી હું બીજે દેશ ગયો હતો, ત્યાં એક દહારો તેવણના ગુજરવાનો તાર આવ્યો.
**જહાંગીર**—પણ શેઠ મારી ખાતરી કેમ થાય કે તમોએ જે નાણા આપ્યાં તે મારો ભાઈજ હોય.
**સોરાબ**—તમારી મને એવણ બહેસ્તીએ ઇધાણી આપી હતી, અને કોઇ કોઈ વાર તમુંને યાદ કરી બોલતા હતા કે એક નજીવા કારણ સર ભાઇ ભાઇઓમાં તકરાર ઉઠયાથી મરતાં મોહડું નહિ જોવાનાં હરહરતાં કશમ ખાઇ એકમેકથી છુટા પડયા હતા. અને તેવણના હાથ દસ્કતની ચીઠી પણ છે. તે તમો શેઠ જોઇને ખાતરી કરો.

(સોરાબ ચીઠી દેખારે છે.)

**જહાંગીર**—(જોઇને) હા, તેજ મારો ભાઇ ખોદા એના રૂહને શાંતી બક્ષો. હા હાથ દસ્કતબી એનાજ લાગેચ, બરાબર છે. મારી ખાતરી થઇ છે. કાલે તમો મારી તરફ જરૂર મહેરબાની કરી આવીને રૂપીઆ લઈ જજો.
**સોરાબ**—વારૂજી, સાહેબજી.
**જહાંગીર**—મહેરબાન. (સોરાબ જાયછે.)
,, હા! હા! એ માણસ જો મારી આગળ સદાનો રહે તો, હું મારૂં અરધું દુખ ભુલી જાવું. મારી એ બેગાના શખસ તરફ માયા કેમ ખેંચાયજ. હા! હા! ખરોજ નેક. (રૂસ્તમ આવેછે.)
**રૂસ્તમ**—(દાખલ થઇ) કેમ શેઠ, કંઈ ઘણાજ ઉંડા વિચારમાં ગીરફતાર છેવો.
**જહાંગીર**—નાહિ દીકરા, કંઇ નહિ. જાતો જઇને એક દવાનો ડોઝ લાવી આપ.
**રૂસ્તમ**—લાયો મુરબ્બી. (રૂસ્તમ દવા લેવા જાયછે.)

**જહાંગીર**—આજનો દહારો કયારે પુરો થશે, નામબી પુછતાં ભુલી ગયો. એ ચેહરો ઘણોજ ઓલખાનમાં આવેચ. પણ સબર, મારો રૂસ્તમ કદાચ ઓલખતો હશે.

(રૂસ્તમ દવાની સાથે સંતરો લઈ આવેછે.)

**રૂસ્તમ**—લેવો બાવાજી પી જાવો.

**જહાંગીર**—લાવ, દીકરા. તુંને એમ પુછું, કે જે પારસી મને મલવા આવ્યો હતો તેને તું ઓલખેચ?

**રૂસ્તમ**—નહિજી.

**જહાંગીર**—ત્યારે કાલે એવણુ આવશે, તું પણ હાજર રહેજે.

**રૂસ્તમ**— વારૂં શાહેબ.

**જહાંગીર**— ચાલ દીકરા પહેડી પર ફેરો મારી આવ્યે.

**રૂસ્તમ**—ચાલો બાવાજી. (બંને જાયછે.) (કાસમ દાખલ થાયછે.)

## ગાયન ૩ જું.

**કાશમ**—છું હું હીકમત પીટરત વાલો
ખુબ ફંદફરેબથી પુરો—(હું)
મેલવી દોલત સારી ભારી
કરસ હાથ મારે કોઈ નારી,
દેખાવ બાહરથી સારો રાખી,
જાન કીનાથી પુરો ભારી,
કરસ ઢપ છપ ખટ પટ
જોઈ હું હરદમ,
કરસ ઢપછપ ખટપટ એવી
જોઈ દરેક પલનો સમો.

### કોરસ

બાજી ખુબ ફંદભરેલી ઢપદાર કરૂં પાર
દેખી બનસે તાજુબ ખુદ શેઠ રૂસ્તમ લગાર
ખુના ખુનીનો પુકાર હફતકેશવર કીનાર
દોર જમાવી છાપ મારૂં કુલ જહાંનમાં.

**કાશમ**—મારા સમ, ચાલો કામતો અરધું પાર ઉતરીયું. હવે આપરે આપરા નેક કામ પર મંડી જઈયે. શેઠતો છે બિચારા ભોલા-

ભાલા, પણ, પણ કરવું કેમ, રૂપીઆ પચિશ હજાર છોરવા ગમે કોનને, લડાઈમાં હજારોના ખુન થાયજ કેની તેમાં એક ખુન મેં કીધું તેથી શું ખોદા મારીપર નારાજ થશે, ખોદા જાણેજ કે મારો બંદો પોતાના ભલાને ખાતર, લાખ તદબીર કરેચ તેમાં કોઈક તદબીરમાં ફાવેચ, ને કોઈમાં હારેચ, લોકો કહેછે ખોદા દયાલુ છે, ત્યારે શું મારીપર દયા નહિ કરશે. કાંય, નહિ. અલબતાં કરશે. હવે શેઠ રૂસ્તમને મલી ચાલતો થાવું—

( રૂસ્તમ આવે છે. )

**રૂસ્તમ**—ચાલ શારૂં થયું મલી ગીયો તો શેઠે મને પાછો મોકલ્યો કે ચેક બુક લઈ આવ તેટલાં તારા મુબારક ચહેરાના દરશન થયાં. હવે કાસમ આપરી વાત પર આવીએ.

**કાશમ**—મારા સમ, બોલો શેઠ શું વાત.

**રૂસ્તમ**—તું મને કહેતો હતો કે બે ઝેરી નાગની હું ગોઠવણ કરશ. તે કેવી રીતે મને સમજાવ.

**કાશમ**—મારા સમ, ત્યારે સમજો હાલમાં હું બીજે ગામ જવશ, ત્યાંથી જંગલમાં જતાં વાઘરીઓ પાસેથી બે નાગ ખરીદશ. તેમાંથી એક નાગને શેઠની ફ્રુટની બાશકીટ છે તેવીજ બાશકીટમાં રાખશું. અને શેઠની બાશકીટ તે દહારે ઉચકી લઈ, તેને બદલે નાગવાલી બાસકીટ મુકશું. શેઠ દવા પીધા પછી ફ્રુટ લેવા જશે એટલે નાગ ડંખસે, ને મરશે, પછી આપરૂં કામ પાર. સમજયા મારા શેઠ.

**રૂસ્તમ**--વારૂં બીજા નાગને શું કરશે ?

**કાશમ**—મારા સમ, તે નાગને તો અગાઉથી મારી નાંખી બાગમાં ફેંકી દેવો અને જ્યારે શેઠ બુમ બરાડા મારશે ત્યારે હું લાકરી લઈ તે મુવેલા નાગ તરફ દોડી જઈ જાણે તરતજ મારી નાખ્યો હોય તેમ ધાંધલ કરશ એટલે આપરીપર કોઈનો શક જશે નહિ, સમજ્યા મારા મુરબ્બી. વારૂં, શેઠ રજા લેઉંચ.

**રૂસ્તમ**—જા ફતેહ કર. ( કાશમ જાય છે. )

„ ( એકલો ) વાહરે મારા કાશમ તદબીરતો ઘણી સારી છે. હવે નસીબ યારી આપે તો સારૂં. કાશમ છે તો ચાલાક એટલે આપુંને ફકર જેવું કંઇ નથી એ પોતાનું કામ કર્યો જશે.—

(કાશમ આવે છે.)

**કાશમ**—માર સમ, રૂસ્તમ શેઠ, હું એમ પુછું, આપરા શેઠને કઈ બીમારી છે તે જરા જણાવોની?

**રૂસ્તમ**—તુંને તે બીમારી સાથે શું કામ.

**કાશમ**—મારા સમ, હકીમને જણાવવા.

**રૂસ્તમ**—શેઠને ખહીનો રોગ છે.

**કાશમ**—મારા સમ, અરે તમારૂં ભલું થાય, ત્યારે ખુન શાના કરાવા નીકળ્યાચ પોતાની મેલે ખલાશ થઇ જશે.

**રૂસ્તમ**—નહિ, કાશમ, મોટી ઉમરના માણુસને મરતાં બહુ વખત લાગે.

**કાશમ**—મારા સમ, ત્યારે આપરે વખત લગારવા નહિ દઈશું.

**રૂસ્તમ**—હા, એમજ જા કામ પાર ઉતાર.

**કાશમ**—મારા સમ, આલ્યો તમારો ફરમાબરદાર. (કાસમ જાયછે.)

**રૂસ્તમ**—હવે આપરેબી ચેકબુક લઈ પહેડીપર જઈએ, અરે આય કોણ આવેચ જરા છુપાઇને જોવું તો ખરો.

(રૂસ્તમ છુપાય છે. સોરાબ આવે છે.)

**સોરાબ**—કેવો ભોલો ભાલો! એકકી તગરે રૂપીઆ દશ હજાર પણ આપવાને તૈયાર થયો, એ બીચારો શું જાને કે હુંજ એનો મા જણ્યો ભઈ છું? હા! જ્યારે જાણુશે કે હું હૈયાત છું ત્યારે ખુશાલીનો પારજ રહેશે નહિ. મારા ભઈની પહેડીનો મેનેજર મને ઘણોજ ઓલખાનમાં આવેચ. એ માણુસ કંઈ સારૂં લાગતું નથી, પોતાની મેલે રફતે રફતે જણાશે. હવે વહાલા ભઇની મુલાકાતે જાવું. (સોરાબ જાયછે. રૂસ્તમ બહાર નીકલે છે.)

**રૂસ્તમ**—હા! ઓરખ્યો, ઓરખ્યો, અરે એતો કેથી શેઠ જહાંગીરનો ભઇ નીકળ્યો. બરાબર જંગબારમાં અમો બેઉ સાથે દારાશાની પહેડીપર હતા. અરરર! આય શું થઈ ગીયું! એ મને પોતાનું નામ સોહરાબ જણાવેછે. પણ એનું નામ તો દીનશાહ છે. મારો બધો ભાંગરો વાટી દેશે. એની તરફથીજ મેં બધી વાત સાંભલી હતી. અને મેંજ એના ભાઇપર ગુજરવાનો ખોટો તાર કીધો હતો. ત્યાંથી ઘોંટાલો કરી આયોચ. એવું જો શેઠે જાણ્યું તો પછી રૂસ્તમ શેઠનું નામ વીલમાંથી બાકાત કરવામાં આવશે. મારૂં તમામ ઉમેદોથી ભરેલું વહાણ નાઉમેદીની ખડક સાથે અથરાઇ મારી ઉમેદોનો ચુરે ચુરો થઇ જશે. પણ નહિ, તેની

અગાઉ હું મારી ફીતુરની જાલ બીછાવી એનો નાશ કરૂં. અરે આય વરી કોણ આવેછે. ( દોલો આવેછે. રૂસ્તમ ભરાયછે. )

**દોલો**—ચાલો શેઠને તો પરણુતાં દશ વરસ લાગશે. પણ આપરે તો જે વખત જાયચ તેમાં ગોઠવઈ જવાનાં. માખણનાં લોંડા જેવી બે બૈરીઓ શોધી કારી છે. બેઉને ત્યાં પગ પેશારો રાખશું. જેનું દીલ મારીપર વધારે હશે તેની સાથે બંદા ગોઠવાશે. હવે જરા સીકનદરાબાદથી હૈદરાબાદ સોરાબ શેઠની રજા લઇને જાવું. અને શેઠનું કામબી પાર ઉતારી આવું.

( દોલો જાયછે. રૂસ્તમ બહાર આવેછે. )

**રૂસ્તમ**—એ વરી કોણ મુવોચ. મને લાગેચ કે જહાંગીર શેઠના ભઇનો નોકર હોશે. આપુને શું ? જોઇયે તો જહાનમમાં જાય. વખત થઇ ગીયો. હવે શેઠ આગલ જઇએ. ( રૂસ્તમ જાયછે. )

---

## પરદો ૪ થો.

( જહાંગીરની પહેડી. )

**જહાંગીર**—આજ કાલ રૂસ્તમ ઘેરાયલો ધારાયલો બીચારો ફરે છે. મારે લીધે શું શું તદબીરો કરતો ફરેચ કે જયાં ત્યાંથી શેઠ દુખમાંથી ફારેગ થાય. આયો મારો રૂસ્તમ કેમ રૂસ્તમ વખ કેમ લાગો.

**રૂસ્તમ**—ચાલતો આવ્યો. ગારીમાં આવવાનો હતો પણ કહાં વરી ઘોરાંને તકલીફ આપું.

**જહાંગીર**—જોની રૂસ્તમ આજે મને પેલા તેદારવાલા ગૃહસ્થ મલવા આવનાર છે. તુંબી હઈયાંજ રહેજે સમજ્યો કેની.

**રૂસ્તમ**—જેવો હોકમ સાહેબ. પણ એમ પુછું, તેવણ કંઈ આપરી પહેડીના કામસર આવવાનાછે.

**જહાંગીર**—અરે નહિરે, તેવણે મારા મરહુમ ભાઇને રૂપીઆ દશ હજાર ધીરીઆ હતા. તે મને ચુકતે કરી આપવાના છે. આજે મેં બોલાવેલા છે.

**રૂસ્તમ**—અરરરર શેઠ ઓરખ્યો ઓરખ્યો લુચ્ચો બદમાશ.

**જહાંગીર**—કેમ શું બકેચ કંઈ ઘેલોતો નથી થયો.

**રૂસ્તમ**—ધુર નાંખી ઘેલો થઇ ગયો હતે તો સમજતેબી નહિ ને બરતેબી નહિ કેટલા ભોલા ભલા છેવો. ખોદા તેનો બદલો વાલી આપશે.

**જહાંગીર**—પણ સમજાવની શું છે ?

**રૂસ્તમ**—અરે શેઠ તમુંને ઠગારો કોઈ મલ્યો છે.

**જહાંગીર**—એમ શા પરથી કહેછે ?

**રૂસ્તમ**—સાંભલો શેઠ રસ્તાપરથી હું આવતો હતો. ત્યારે એક મુસલમાન સાથ મેં એને જોયો. શેઠ મારા, રસ્તામાં તમારૂં નામ એ લોક બોલતા હતા તેટલાં મારી નજર એ લોકો તરપ ખેંચઈ, અને હું અજાણો થઇ પછવારે ચાલ્યા કીધો, પછી એ લોક એક દારૂના પીઠામાં ગુસ્યા. અને હુંબી પછવારે છુપઇને ગયો અને બધી વાત સાંભલી.

**જહાંગીર**—તેં શું વાત સમજી.

**રૂસ્તમ**—પહેલાં તો પેલો પારસી બોલવા લાગો કે, હું જઈ આવ્યો અને દશ હજાર રૂપીઆ આપવા જહાંગીરે કબુલ્યું છે. પછી પેલે મુસલમાન બોલ્યો કે તું રૂપીઆ લેતો ના અને વચમાં બે ત્રણ દહારા જવા દેજે. હું તુંને ભાઈજ બનાવી દઉં છું. તમામ દોલત તારા નામે થશે. એમ દશ હજારમાં શું વલવાનું છે? આટલી વાત સાંભલી એટલામાં એ લોકનો કોઈ દોસ્તદાર આયો એટલે વાત બંધ થઇ.

**જહાંગીર**—પણ રૂસ્તમ તેં આય વાત બધી સાંભલી તેટલો વખત શું તે લોકની નજર તારી તરફ ગઇ નહિ ?

**રૂસ્તમ**—કહાંથી જાયે હું તો બાજુમાં હતો. ત્યાં ફરેકાર ભરી લીધી હતી અને છેડમાંથી જોઈને બધું સમજતો હતો.

**જહાંગીર**—સારૂં થયું દીકરા ખુલાસો કીધો તો. જો મારી ગેરહાજરીમાં કદાચ એ આવે તો કહેજે શેઠતો ઔરંગાબાદ ગીયા છે ને કદાચ જાને કે હું છેઉં તો એમજ કહેજે કે તમારા ભાઇએ મરતાં મોતું નહિ જોવાના જે કશમ ખાધા છે તેનેજ વલગી રહ્યા છે. એ ઠીક પરશે.

**રૂસ્તમ**—હા, હા, શેઠ, એજ ઠીક છે તમો કંઇ વરી થાપ ખાતા ના.

**જહાંગીર**—હવે કંઈ ગાંડો છેઉં કે થાપ ખાવું, તારા જેવા નેક મારી આગલ ભેદ ખોલ્યો એટલે બશ. વારૂં ચાલ હવે ઘેર આગલ.

**રૂસ્તમ**--તમો ત્યારે પહેડીપર શા કામસર આવ્યા હતા?

**જહાંગીર**—એ બદમાશને રૂપ્યા ચુકતે કરવા. હું જાણું મારા બેહસ્તી ભઇને માથેથી બોજ ઓછો કરૂં. પણ ચાલો તું જેવાએ મારી આંખો પરથી ગાફેલીનો પરદો ખીસાડી નાખ્યો એટલે બશ ચાલ દીકરા.

**રૂસ્તમ**—ચાલો બાવાજી. (બંને જાય છે.)

---

## પરદો ૫ મો.

( મુસાફરખાનું. ) ( કાશમ ગાયન ગાતો બેઠેલો માલમ પડે છે.)

### ગાયન ૪ થું.

**કાસમ**—અહોહોહોહોહોહોહો, છું હીંમતવાળો પૈસાનો.
છું લોભ્યો, છું સુરો, જાંહગીરને કરવા પુરો--
વાહ વા, વાહ, વાહવાહવાહવાહ છે પૈસા શું પ્યારા,
લાગે વહાલા મને ઘણા, કોઈનુંબી ખુન કરવા,
મજા કરૂં બસ, પૈસાથી, નેકી છોડું બસ પૈસાથી.
જાંહગીરને મારી, પૈસા કમાઈ, શાદી રચાવી બસ પૈસાથી—અહો.
(ગાયન ગાઇ રહયા પછી) મારા સમ હા, હા, રૂપ્યા પચીચ હજાર, જહાંગીર શેઠને કરવો ઠાર પછી જોઇ લેવો કાસમ બહાર, જયારે હું પચીસ હજારનો માલેક થવશ, ત્યારે મારીપર મારી જાતવાલીઓ મરી ફીટશે, અને મારી કદમબોશી કરવાનેબી ચુકશે નહિ, હાલતો જઇને હકીમને લઇને ચાલતો થાઉં. રૂસ્તમ શેઠપર એક તાર કરૂં કે કાશમ આજે ઉપરશે. સામેથી કોણ પારશી આવતો હશે.

( દોલો આવે છે. )

**દોલો**—( દાખલ થઈ ) અસ સલામ અલેકુમ.

**કાશમ**—અલેકુમ અસ શલામ, તમો ગુજરાતી વાત નથી જાણતા શું? મારા સમ.

**દોલો**—જાણુંચ ભાઈ.

**કાશમ**—મારા સમ, ત્યારે તો ગુજરાતીમાંજ વાત કરો. બરાબર સમજું છું.

**દોલો**—ભાઇ મને હ્યાં ઉતારો લેવાનો છે. ઉતારાની જગા દેખારશો તો મહેરબાની થશે.

**કાશમ**—મારા સમ, હઇયાં આપરા દારાબશા શેઠ કરીને રહે છે તેવણ દરેક પારશીઓને ઉતારો આપે છે.

**દોલો**—મહેરબાની કરી લઇ જશોતો તમારો મોટો ઉપકાર માનશ.

**કાશમ**—મારા સમ, તમો કયાંથી આવ્યા છો ?

**દોલો**—હું શીકનદરાબાદથી આવ્યો છું.

**કાશમ**—મારા સમ, હૈદરાબાદમાં કંઇ કામસર આવ્યા હશો.

**દોલો**—ઘણાજ અગતના કામસર આવ્યો છું.

**કાશમ**—મારા સમ, ભલે તમારૂં કંઇબી અગતનું કામ હોય તે કરીને જાવો.

**દોલો**—એ દારાશા શેઠની ઇધાણી આપશો તો મહેરબાની.

**કાશમ**—મારા સમ, તમે મારી સાથેજ ચાલજો, હું તમુંને દેખરાવી દેવશ.

**દોલો**—મહેરબાની.

**કાશમ**—મારા સમ, એમાં મહેરબાની શાની વારૂં તમારૂં નામ શું ?

**દોલો**—મારૂં નામ દોલો છે. ને હું સોરાબ શેઠનો કારભારી છું.

**કાશમ**—મારા સમ, બરાબર ઓરખ્યા. વારૂં તમારા શેઠ જંગબારમાં હતા ?

**દોલો**—બરાબર ભાઇ, બરાબર હું મારા શેઠની સાથેજ હયાં આવવાનો હતો. પણ શેઠને શીકનદરાબાદમાં જહાંગીર શેઠને મલવાનું હતું. તેથી ત્યાંજ રોકાયા છે. ને મને ચીઠી આપી મોકલાવ્યો છે.

**કાશમ**—મારા સમ, વારૂં દોલા જહાંગીર શેઠ તારા શેઠના કોઇ સગા થાય કે !

**દોલો**—અરે ભાઈ સગા પુછોચ ? એકમેકના સગા ભાઇ થાય.

**કાશમ**—મારા સમ, હું બી શીકનદરાબાદનો રહીશ છું, પણ જહાંગીર શેઠનો ભાઇ તો કોઈ હતો નહિ અરે તમો ભુલાવો ખાતા હશો.

**દોલો**—નહિ ભાઇ હું જરાબી ભુલાવો ખાતો નથી.

**કાશમ**—મારા સમ, હશે ભાઇ હાલતો તમો હ્યાંજ આશાયશ લેવો, પછી જઇશું.

**દોલો**—જેવી મરજી. (નોકર આવી કાશમને કાગજ આપેછે.)

**નોકર**—(દાખલ થઇ) કાસમ શેઠ, તમારા નામનું કંઇ કાગજ આવેલું તે લેવ.

**કાશમ**--(દોલાને) દોલા શેઠ અંદર જઇને દાંતણુ પાણી કરો.
**દોલો**—વારૂં કાશમભાઇ. (નોકર ને દોલો જાયછે.)
**કાશમ**—મારા સમ, કોણ જાણે વરી કાગજમાં શું લખ્યું છે. ઓહો એતો રૂસ્તમ શેઠના દસ્કત. (મનમાં વાંચે છે.)
,, અહો રૂસ્તમ શેઠ, આજે હઇયાં આવનાર છે. ગાડીને કલાક છે, વાસ્તે આપરેબી સ્ટેશનપર જવાની તૈયારી કરીએ, રૂસ્તમ શેઠ આરબના કપડામાં આવનાર છે, વરી શું ઘોંટાલો છે? આવવા દેવો, પોતાની મેલે ખુલાશો થશે.

(કાશમ અંદર જાયછે. દોલો આવેછે.)

**દોલો**—(દાખલ થઇ) કાશમ બિચારો મારા જેવો ભોલો ભાલો લાગે છે. લાવની એની આગલજ ખુલાશો કરી નાખું. એ કદાચ કામ પાર ઉતારે ખરો. પહેલેથી માંડીને વાત કરી નાખું. ઓ કાશમ? કાશમ??
**કાશમ**—(અંદરથી) જી આયોજી--કેમ દોલા કંઇ મને બોલાવવો પરીઓ મારા સમ.
**દોલો**—મને તમારી સાથ ચોકસ વાત કરવાની છે.
**કાશમ**—મારા સમ, ખુશીથી તમારી જે વાત હોય તે સાંભલવાને મારા કાન ખુલ્લા છે.
**દોલો**--ત્યારે તો સાંભલો હું દીનશાહ શેઠનો કારભારી છું મારી પર મારા શેઠનો બેહદ વિશવાસ છે.
**કાશમ**—મારા સમ, તમો ઘરીકમાં કહેવોચ કે, હું સોરાબ શેઠનો કારભારી છું અને વરી દીનશાહ શેઠના કારભારી ગીયા કે?
**દોલો**--તમો ખુલાશાથી સમજો, મારા શેઠનું અસલ નામ દીનશાહ છે હાલમાં પોતાનું નામ ફેરવીને સોહરાબ રાખ્યું છે.
**કાશમ**—મારા સમ, તમારી વાત આગલ ચલાવો.
**દોલો**—મારા શેઠે મને હઇયાં એક ચીઠી આપી મોકલાવ્યો છે, તે ચીઠીમાં જહાંગીર શેઠના મેનેજર રૂસ્તમ વિશે લખાયું છે.
**કાશમ**—મારા સમ, શું લખાયું છે તે જો વાંચો નહિ હોય તો સમજાવો.
**દોલો**—જીવનીજી, મને દારાશાની પહેડી પર આય કાગજ આપવાનું છે. એ કાગજમાં ફકત એટલુંજ લખાયું છે કે શેઠ જહાંગીરને ત્યાંના મેનેજર રૂસ્તમની શખી આપવી.

**કાશમ**—મારા સમ સબી સાથે શું કામ પરયું ?

**દોલો**—અરે તમે સમજ્યા નહિ, મારા શેઠને વ્હેમ છે કે રૂસ્તમજ દારાશાનો જમાઇ છે અને એજ ત્યાંથી ઘોટાલો કરીને નાશી આવ્યો છે તેથી બરાબર ખાતરી કરવા શબી મંગાવી છે સમજ્યો હવે.

**કાશમ**—મારા સમ, હવે સમજ્યો.

**દોલો**—પણ જોની કાશમ મને તું એ કામમાં મદદ કરે તો સારૂં કારણ તું કહેતો હતો કે હું બી શીકનદરાબાદનો રહીશ છું ત્યારે તું વધારે એ રૂસ્તમને ઓરખતો હશે.

**કાશમ**—મારા સમ, દોલા શેઠ, તમુંને મદદ કરવામાં જરાપણ કસર નહિ રાખશ તમારી હું ખાતરી કરી આપશ કે હું કેટલો પરદુખભંજન છું.

**દોલો**—તમારી મોટી મહેરબાની થશે.

**કાશમ**—મારા સમ, એમાં મહેરબાની શાની એતો મારી અદના ફર-જ છે તમારૂં કામ હું હજાર ભોગે પણ જુસતેજો કરી પાર કરશ. હાલમાં દોલા શેઠ હું જરા જઈને આવું છું તેટલાં તમો હઈયાંજ રહેજો. આપરે સાથેજ જઈશું.

**દોલો**—વારૂં જી.

( કાશમ જાયછે. )

**દોલો**—( એકલો ) ચાલો બીચારો કાસમ છેતો જાતનો મુસલમાન પણ કેટલો લાયકીવાલો આસામી છે. મારા કામમાં મદદ કરવાને ખરે પગે તૈયાર થયોચ. ખોદા એની મુરાદ બર લાવે. હવે આપરેબી અંદર જઇને આશાયસ લઇએ. દોલો જાય છે.

---

## પરદો ૬ ઠો.

### જંગલ.

**રૂસ્તમ**—( દાખલ ) કાશમ કોણ જાણે કહાં મુવો, મારૂં કાગજ મલ્યું હશે કે નહિ, જહાંગીર શેઠે મને હૈદરાબાદ જવાને ફરમાવ્યું એટલે આપરાથી કંઇ ના કહેવાએ. હઇયાં જો હું સપરાઇ

જવશ તો બહારો બહારથી તુરંગની સફરે જવું પડશે, જંગબારમાં જે ઘોંટાલો કરી આવ્યોછું તે ઉપરાંત દારાશાની બેટી ધન સાથ હું પરણી ચુકો હતો, તેને પણ આજે વરસો વહી ગયાં, એ ધન સાથના મારા છુપા લગન કોઇ જાણતું નથી. હા, બીચારીના શું હાલ થયાં હશે? મારૂં એક પુરૂં ફરજંદ કહાં હશે? મારી ધનેજ મને પોતાના બાપને ત્યાં ચાકરી રહેવાની ભળામણ કીધી હતી. અને મને ઘણીજ તાકીદથી કહ્યું હતું કે તમો ત્યાં વફાદારીથી ચાકરી કરજો અને બાવાનો વિસવાસ તમારી તરફ ખેંચજો. પછી હું બાવાને જણાવીને જાહેરમાં ધામધુમથી લગન કરાવશ. પણ હવે બની તે બની. નહિ ધારેલા સપાટામાં આવી જવાથી શેઠના નાણાનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. તે જણાયાથી પરદેશ નાસતો ભરાતો હતો જેહાંગીર શેઠનો ભઇ જો મને બરાબર ઓળખતો હશે તો પુરા બાર વાગી જશે. હૈદરાબાદમાં કોઈ નવાબને ત્યાં શેઠની દશ હજારની ઉઘરાણી વસુલ કરવા મને મોકલ્યો છે તેથી આપરેબી મોત ચેતી અગાઉથી આરબી લેબાશમાં બદલાઇ ગયા છીએ. હઈયાં જો દારાશાને કાને વાત જાય કે કોઈ પારશી આવેલા છે તો તરત પોતાને બંગલે બોલાવી લે તેથી આપરે પારશીના આરબ બન્યા છીએ આપરેબી હવે કોઈ મુસાફરખાનામાં પરીએ અને—

( સામેથી કાસમ આવેછે. )

**કાશમ**—શેઠ સાહેબ, મારા સમ, રૂસ્તમ શેઠ તમોને આવવું પરીયું. કંઈ સમજાવશો.

**રૂસ્તમ**—જોની કાશમ શેઠની કોઇ નવાબ પાસે ઉઘરાણી છે તે મને વસુલ કરવા મોકલ્યો છે. તેથી આવવું પરીયું છે.

**કાશમ**—મારા સમ, શેઠ એમ પુછું તમુંને આય લીબાશમાં આવવાનો શબબ શું?

**રૂસ્તમ**—સમજ હું હઇયાં દારાશા શેઠની દીકરી ધનસાથે પરણી ચુકો છું અને દારાશાની જંગબારની પહેડી પરથી ઘોંટાલો કરી નાશી ગયો છું તેથીજ આય લીબાશમાં આવવું પડયું છે.

**કાશમ**—મારા સમ, ત્યારે તો ધીરજ રાખી મારૂંબી સમજો.

**રૂસ્તમ**—વરી તું શું કહેવા માંગેછ?

**કાશમ**—મારા સમ, હું આજે કહેવા માંગું છું કે તમારો કોઇ હરીફ હૈદરાબાદમાં આવી પુગો છે.

**રૂસ્તમ**—મારો હરીફ?

**કાશમ**—મારા સમ.

**રૂસ્તમ**—તે કોણ અને તેનું નામ શું?

**કાશમ**—મારા સમ, શેઠ જહાંગીરના ભાઈનો કારભારી દોલો.

**રૂસ્તમ**—એ તું શું બકેચ?

**કાશમ**—મારા સમ, જે છે તે કહુંચ.

**રૂસ્તમ**—મારી આગલ ખુલાશાથી વાત કર.

**કાશમ**—મારા સમ, શેઠ મારા સારૂં થયું કે મને મુશાફરખાનામાં મલી ગયો નહિ તો બધું કામ ઉંધું થઇ જતે.

**રૂસ્તમ**—અરે, હા, પણ સમજાવી મરની.

**કાશમ**—મારા સમ, જોવની શેઠ હું મુશાફરખાનામાં ઉતો એટલામાં એ પારસી આવી, મને ઉતારાની જગા પુછવા લાગો. મેં લઇને કહયું કે હાલમાં તમો હઇયાંજ ઉતારો લેવો હું પછી તમોને દારબશાહને ત્યાં લઇ જવશ તેટલાં તમારૂં કાગજ આયું.

**રૂસ્તમ**—અરરર! ત્યાં એકલો તો નહિ જાય?

**કાશમ**—મારા સમ, શેઠ તે વિશે બે ફીકર રહેવો.

**રૂસ્તમ**—હવે બીજું આપું ને હઇથી દોલાને નામે એના શેઠ પર તાર કરવો પડશે.

**કાશમ**—મારા સમ, તે તારમાં શું જણાવશો?

**રૂસ્તમ**—ફક્ત એટલુંજ કે એકદમ ઉપડી આવો.

**કાશમ**—વારૂં બોલાવીને શું કરવા માંગોચ? મારા સમ.

**રૂસ્તમ**—એમાં વરી પુછવાનું સાનું એનું ને દોલાનું બેઉનું ખુન?

**કાશમ**—મારા સમ, એમ છે ત્યારે તો શેઠ મારૂં માનો ને મારી સાથે દોલા આગલ જ ચાલો.

**રૂસ્તમ**—તેની આગલ આવીને શું કરૂં?

**કાશમ**—મારા સમ, જોવની તેને જ આપરે કહીશું કે તારા શેઠ પર તાર કરીને બોલાવી મંગાવ, અને તમારે વાસ્તે કહેવશ કે આય માણસ તેને બરાબર ઓરખેચ પણ શેઠ સાથેજ વાત કરવા માંગેચ એટલે તરત તાર કરી બોલાવાને ચુકશે નહિ.

**રૂસ્તમ**—ત્યારે તો ચાલ.

**કાશમ**—ચાલો જી, મારા સમ. ( બંને જાય છે. )

( દોલો બેઠેલો દેખાય છે. મુશાફરખાનું પાછું. )

**દોલો**—કાશમનેબી ગયાને કલાક થઇ ગીયો. લાવ તેટલાં શેઠ પર ખુલાશાથી કાગજ લખું.

( કાશમ સાથ રૂસ્તમ આરબના પોશાકમાં આવેછે. )

**કાશમ**—આઇએ હજુર. ( રૂસ્તમને )

**રૂસ્તમ**—જી હાં.

**દોલો**—આવો, કાશમ ભાઇ, ક્યાંથી આવ્યા ? અને એવણ કોણ ?

**કાશમ**—મારા સમ, શહેરમાં જરા કામસર ગયો હતો, એટલામાં મારા જુના રફીક મલી ગયા, તેવણની સાથેજ વાતચીતમાં ગુટાયો. પછી તમારી વાત કહારી કારણ કે એવણ લગભગ પોણી દુનિયા ફરી વલ્યા છે. એટલે કોઇને કોઈ ઓલખી કારે. તમોએ જે પ્રમાણે વાત કીધી તેજ વાત મલતી આવી. એવણ તો બરાબર તે આસામીને ઓરખેચ પણ તમારા શેઠ આગલજ વાતનો ખુલાસો કરવા ચાહેચ. આજે લગભગ સાત વરશે મારા જુના રફીક સાથે મુલાકાત થઇ હશે હવે દોલા શેઠ તમો એક કામ કરો તમારા શેઠ પર તાર કરો ને એકદમ બોલાવી મંગાવો. સમજ્યા ?

**દોલો**—જી હાં, કાશમભાઇ તમારો ઉપકાર મારા શેઠ કદી ભુલશે નહિ.

**કાશમ**—મારા સમ, તમો જાવો ઢીલ ના કરો ઉપકાર માનવાનો હમણા વખત નથી.

**દોલો**—ચાલો ત્યારે તમો હઇયાં બેશો, હું તાર કરીને આયો.

**કાશમ**—વહેલા જાવો તમુને મારા સમ. ( દોલો જાયછે. )

**રૂસ્તમ**—કાશમ તેટલાં હું બી ઉધરાણીને શારૂં જઇ આવું.

**કાશમ**—મારા સમ, નહિ, હમણાં કેથે દેખાવ દેવાનું કારણ નથી.

**રૂસ્તમ**—વારૂં જેમ તારી મરજી.

**કાશમ**—મારા સમ, હવે શેઠ તમો જરાપણ પૈશા ખરચવા કસર કરતા ના, તેમજ જબાનમાંથી ગુજરાતી હરફ પણ કારતા ના.

**રૂસ્તમ**—તે તો થઇ રહેશે. પણ તું હવે એ લોકનું કાટલું કેમ કારશે ?

**કાશમ**—મારા સમ, તે તમો મારીજ મુનસફી પર રાખો.

**રૂસ્તમ**—વારૂં હવે તેં પેલા નાગ વીશે ગોઠવણ કીધી કે ?

**કાશમ**—મારા સમ, તે વિશે તમો બેફીકીર રહેવો. તે મારૂં કામ બરાબર પાર ઉતારશ.

**રૂસ્તમ**—કાશમ તુંને એમ પુછું આય મારા લીબાશથી કોઈ મને પીછાની તો નહિ શકે?

**કાશમ**—મારા સમ, કદી નહિ તમો બાપદાદેથી જાણે મુસલમાન—

**રૂસ્તમ**—ચુપ મુગો મર લે સાંમેથી દોલો આવેચ. (દોલો આવેછે.)

**કાશમ**—મારા સમ, કેમ દોલાભાઈ તાર કીધો? તાર આફીસ તો બાજુમાંજ છે.

**દોલો**—હા ભાઈ ચાલો આપરે શહેરમાં ફરી આવ્યે.

**કાશમ**—મારા સમ, જેવી મરજી આપબી સાથ ચલીયે.

**રૂસ્તમ**—બહોત ખુબ.

**દોલો**—કાશમ ભાઈ, મારી પેટીને ચાવી દઈને આયો.

(દોલો અંદર જાયછે.)

**કાશમ**—મારા સમ, રૂસ્તમ શેઠ હવે આપરે દોલાને પીઠામાં લઈ જઈયે.

**રૂસ્તમ**—પીઠામાં જવાનું ઠીક પરશે નહિ વાશતે તું સાથે બાટલી લઇ આવજે તુંને કદારા પુછે કે— (દોલો આવેછે.)

**દોલો**—ચાલો ભઇઓ.

**કાશમ**—મારા સમ, ચાલોજી.

**રૂસ્તમ**—જાવ કાશમ એક બોટલ બીરાનડીકી લે આવ, બગીચે મે બયઠ કે નોશ કરેગે.

**કાશમ**—બહોત અચ્છા સરકાર.

**રૂસ્તમ**—હમ લોગ જાતે હય વહાં તુમ આના.

**કાશમ**—અચ્છા જનાબ. (બધાં જાયછે.)

(જહાંગીર શેઠનો ઓરડો.)

**જહાંગીર**—રૂસ્તમના પુગ્યાનું કાગજ આવ્યું નથી, તે કોણ જાણે શું હશે, ભલા માણુસ પુગાનો એક તાર તો કરતે, હમણા હમણા બહુ દલગીર ચહેરે ફરતો ફરેચ, જ્યારથી મેં જણાવ્યું છે કે હું વધારે વાર જીવું નહિ ત્યારથી દલગીર અને દલગીરજ ફરીઆ કરેજ, કેવો વફાદાર બધાંને ત્યાં એવા વફાદાર માણુશો હોય તો શેઠને કશી વાતની ચીંતા રહે નહિ, હુંજ એની પર જઈને કાગજ લખી નાંખું.

(અંદર જાયછે, કાગજ લઈ પાછો આવેછે.)

**જહાંગીર**—લે મારા રૂસ્તમનું કાગજ તો આવ્યું. બે દહાડામાં આવવાનો, કાશમ અને હકીમ પણ આવવાના, બરાબર બીચારો. હકીમને મલવા ગયો હશે તેથીજ બીચારાને કાગજ લખવાનું બન્યું નહિ હશે અરે આય સામેથી કોણ આવેચ. (સોરાબ આવેછે.)

**સોરાબ**—માફ કરજો જહાંગીરજી શેઠ મને મારા અતલગના એશી તરફથી તાર મલ્યોજ તેથી મને તુરત જવું પરે છે હું તમારી મુલાકાતે બે ત્રણ દીવસ રહીને આવશ.

**જહાંગીર**—બાવા મુલાકાત લેવાની કંઈ જરૂર નથી.

**સોરાબ**—જરૂર કેમ નથી ઘણીજ જરૂર છે બધી વાત જ્યારે હું જાહેર કરશ. ત્યારે તમારી ખુશાલીનો પારજ રહેશે નહિ.

**જહાંગીર**—બાવા મહેરબાની ખુશાલી તો તમો આયાચ ત્યારની પૈદા થઇચ સમજયા. મારા મહેરબાન.

**સોરાબ**—પણ તમારા દિલમાં મારે વાશતે કંઈ લાગણી હોય એમ તમારા ચહેરા પરથી જાહેર થાયચ.

**જહાંગીર**—અરે લાગણી પુછોચ શેઠ વખત આવવે બધું થઈ રહેશે. (સ્વગત) ઉભો રહે, લુચ્ચા, બદમાશ, રૂસ્તમને આવવા દે તારો રસ્તો કરૂંચ.

**સોરાબ**—શેઠ હાલમાં રજા ચાહાવુંચ.

**જહાંગીર**—ફતેહ કરો બાવા આવતા રહેજો. (શેરાબ જાયછે.)

,, ચહેરાપરથી માણુસ તો નેક લાગેચ પણ—(શેરાબ આવેછે.)

**સોરાબ**—અરે શેઠ તમુને પુછતાં હું ભુલી ગયો, તમારો મેનેજર હઇયાં કેટલો વખત થયો ચાકરીએ છે?

**જહાંગીર**—શેઠ, આજ લગભગ બાર વરસ થયાં, તમુંને કંઈ પુછવાની જરૂર.

**સોરાબ**—જરા એવણુ સાથે એક છોકરીનું ગોઠવવાનો વિચાર છે, હું તમુને આવીને મલીશ, સાહેબજી. (શેરાબ જાય છે.)

**જહાંગીર**—રૂસ્તમની ચાકરી વિશે પુછવાનું એને શું કારણ હશે. આપરેખી ચાર વરસના બાર વરસ કહયાં. કંઈ સમજ પડતી નહિ. એ ઠગારા, આસામી તરફ માયા કેમ ખેંચાયચ? હશે હવે રૂસ્તમ આવે, ને એના હાથમાં બધું સોંપી ને હું બી મુંબઇ જાવું. રૂસ્તમના કાગજનો જઇને જવાબ લખી નાંખું.

(જહાંગીર જાયછે.)

(જંગલ પાછું. રૂસ્તમ અને કાસમ દાખલ થાયછે.)

**રૂસ્તમ**—કાશમ, તેં સારી યુકતી વાપરી કે એ લોકને હઇયાંજ બોલાવ્યાં ચ, દોલો તો સ્ટેશનપર લેવા ગયો હશે, હવે તું પણ તઇયારી કરી રાખજે. ઝેર ભેળેલા કવાબ, એ લોક તરફજ મૂકજે. પહેલે છાંટા પાણીનો હિશાબ રાખજે, પછી સંભાળથી તે કવાબ જુદી જુદી રકાબીમાં કારજે અને બહાણું કારીને કહેજે કે તમો પારશીઓને મુસલમાન સાથે ખાતાં સુગ લાગેછે, તેથીજ જુદા આપ્યા છે, તેથી માફ કરજો.

**કાશમ**—મારા સમ, તે વીશે તમો બે ફીકર રહેવો. મને સમજાવાની કશી જરૂર નથી, જોવની શેઠ એ લોકની આગમજ આપરેબી પેટમાં દુખવાની ફરીયાદ કરશું. જેવી એ લોકો તાણુતોર કરે તેવી આપરેબી ચાલુ રાખશું.

**રૂસ્તમ**—શાબાશ કાસમ, પણ આપરેજ ખાઇને લાંબા નહિ થઈ જઇએ તેની સંભાળ રાખજે.

**કાશમ**—મારા સમ, શેઠ મારા, કાસમ કંઇ ભોલો ભાલો નથી, કાસમ હમણાં કેમ મરશે. કાસમનું તો આય દુનીયામાં ઘણું કામ છે.

**રૂસ્તમ**—અરે લે સાંમેથી આયા. (દોલો ને સોરાબ આવેછે.)

**કાશમ**—આવો દોલાભાઈ, આવો શેઠ બેશો નિરાંતે, મારા સમ.

**દોલો**—હાજી, કાસમભાઇ, શેઠ તો કાલ ને કાલ જવા માંગેછે.

**કાશમ**—મારા સમ, કાલે શું કામ આજે મોકલાવી દઇએ, પછી શું વાંધો, હવે તમારી જે વાત હોય તે ચલાવો.

**સોરાબ**—જોવની હું હઇયાંનો તેમજ શીકનદરાબાદનો રહેવાશી નથી. કંઇક વરસોથી જંગબારમાં હતો, હમારા શેઠ છે તેવણ હઇયાંજ રહે છે. જેહાંગીરને ત્યાં, જે મેનેજર છે તેને વીશે હું જુશતેજો કરવા આવ્યો છ, તમો જો એને વીશે કંઇ જાણુતા હોવો ને મારી આગલ ખુલાશો કરશો તો ખોદા એમાં રાજી છે. કારણુકે એવા પાપીઓને ફેજે પુગારવાજ જોઇએ.

**કાશમ**—મારા સમ, તમો જેને વીશે કહોછ, તે વીશ મેં મારા રફીકને બધું ખુલાસાથી પુછયું છે, તે માણુસતો મહા લુચ્ચો છે, તે માણુસે તો ખુન વટીક કીધાંછે. મારા રફીકને દારૂ પીવાની ટેવ ઘણી છે, જહાં જાય ત્યાં સાથે બાટલી લેવીજ જોઇએ, તે દહારે

દોલાભાઈ સાથેબી બાટલી ખલાશ કીધી અને ઘણું ખરૂં એકાંત જગા શોધે. ખાસ કરીને તમુનેબી આજે હઈયાંજ દોલા પાશે બોલાવ્યા, કારણકે હમુને દારૂ પીતાં કોઈ જોય નહિ, હવે તમે જરા થોભો, હું બધું પાછું પુછી જોવું. દારૂ પીવારશું એટલે પોતાની મેલે બધું પોપટની કાની જે હશે તે કહી જશે. એ મારા રફીકને, ગુજરાતીનો હરફ પણ નથી આવરતો. કયું ભાઇ જરા શરાબ નોશ કરેગે?

**રૂસ્તમ**—હાં નીકાલ્યે, આપબી લીજીયે, શેઠ લોકકુબી દીજીએ.

**સોરાબ**—(દોલાને બાજુમાં) દોલા કંઇ બનાવટ નથીની મને કંઈ ખુદરતી અગમચેતી થાયચ.

**દોલો**—(શોરાબને બાજુમાં) અરે શેઠ એ તમો શું બકોછો, હું પોતે કાશમની સાથેજ રહેલો હતો, અને ખાતો પીતો હતો, એવાં સખુન જબાનમાંથી કાઢવામાંજ હું તો પાપ સમજુછું. જાતેતો મુસલમાન છે પણ કોઇ ખરા અશરાફ છે.

**કાશમ**—મારા સમ, દોલાભાઈ, શેઠનેબી આપો, લેવો, શેઠ તમારૂ કામ પાર પડે, તમારી જે મુરાદ હોય તે થોડા વખતમાં બર આવે, સાહેબજી. (બધાં દારૂ પીએ છે.)

**રૂસ્તમ**—કવાબ નીકાલ્યે, ઔર શરાબસે જામ ભર દીજીયે.

**કાશમ**—હુકમ સરકારકા— (કવાબ કારે છે. દારૂ નામે છે.)

,, મારા સમ, દોલાભાઈ તમો અને શેઠ આય રકાબીમાંથી ખાવો, તમુને ખાસ જુદા કારી આપ્યા છે કારણકે હું ઘણાં પારશીઓમાં ફરીઓછું. કોઇને સુગ લાગે છે, ને કહે છે, તમારાતો બીરી પીધેલા હાથ તે વાસ આવે. બેઅદબી માફ કરજો.

**સોરાબ**—અરે એમાં શું છે તુંતો તારી લાયકી દેખારેચ.

**કાસમ**—મારા સમ, લેવો આય સલામતી મારા રફીકની. એવણનું ધારેલું કામ પાર પડે. એવણ મોતીના વેપારી છે. નિજામને ત્યાં મોતીની ખરીદી કરવા આવ્યા છે. શાહેબજી.

(બધાં પીએછે ને કવાબ ખાય છે. કાસમ ગાયન ગાય છે.)

## ગાયન ૫ મું.

પ્યારા સાહેબ, પીઓ શરાબ.
જલદી બનો રંગીલા નવાબ:—
લહેજતમાં છે બહુ સારો તમ દિલનો ગમ ઉતારો.

કવાબપર હાથ અજમાવો, બમ મસ્ત બની જાવો
શરાબ ખરાબ નથી, આબે જીંદગાની છે,
કે જેની સાંબે આબે હયાત પાની છે,
પીવો શરાબ, સાથે ખાવો કવાબ,
ખુબ મારી તરાપ—પ્યારા.

**કાશમ**—(ગાયન ગાઇ રહયા પછી) મારા સમ, શેઠ કવાબનો તેસ્ટ કેવો છે? લેવો ખાવો કોઇ એવા નહિ ખવરાવશે.

**દોલો**—ઘણો સારો તેસ્ત છે પણ જરા હરડ જાસતી પરીઆથી કડવા લાગે છે.

**રૂસ્તમ**—અરે પેટમે કયા દરદ હોતા હય.

**સોરાબ**—ખરેખર પેટમાં બહુ દુખારો થાયછે.

**દોલો**—સહેજ સાજ, મનેબી લાગેછે ખરૂં.

**કાશમ**—મારા સમ, આય શું થયું મારૂં તો કલેજું કપાયચ.

**સોરાબ**—અરે દોલા કંઇ ઉપાય કર. નહિ ખમાતું. અરરર! કોઇ અંદરથી ચીરેછે. બચાવો ભાઇ કાસમ, કોઈ શહેરમાંથી દાક્તરને બોલાવ?

**કાશમ**—મારા સમ, બાવા મારોતો જાન જાયછે. જે વખત જશે તેમાં કદાચ હું મરશ.

**રૂસ્તમ**—(ફરેબથી) યા અલ્લાહ! કયા મુસીબત આ ગઈ, કોઇ મુજે પાની પીલાવો. અલ્લાહ! અલ્લાહ! મેરીજાન મુફતમે જાતી હય.

**દોલો**—કાશમ મરૂંછું એ શું થયું? હવે તો નહિ ખમાતું, કોઈ તો ઉઠો. બધાં લાંબા થઇને પરીઆચ કે? ઓ! ઓ! અરરર પરવરદેગાર. તું તું— (દોલો જાન મુકેછે.)

**સોરાબ**—ઓ પરવરદેગાર! આય શું થયું? અરે ખુદા! અરેરર! ઓહ મારા બચ્ચાઓનું શું થશે? બસ થઈ ચુકું ઓહ ઓહ...

(સોરાબ જાન મુકેછે.)

**કાશમ**—અરે કોઇ તો જરા દારૂ પાવો, હવે વધારે વાર જીવું તેમ નથી અરે દોલા જરા તો જવાબ આપ. હવે દારૂ વધ્યોચ કે?

**રૂસ્તમ**—અરે કોઈ મુજે બચાવો કોઇ તો મેરા જરા પેટ દબાવો.

**કાશમ**—મારા સમ, મને તો જણાયચકે કામ પાર થયું.

**રૂસ્તમ**—હા. તેમજ છે. (ઉઠીને જોયછે.)

,, હા, કામ પાર. લાવ, કાશમ બાટલી લાવ.

**કાશમ**—મારા સમ, લાયો સાહેબ.

**રૂસ્તમ**—લે આ સલામતી દોલાની ને સારાબની, એ લોકને ત્યાં સારી જગા મળે. આપરા ગરીબપર ઘેર બેઠા આવીને જે મહેરબાનો કીધીચ, તેના બદલામાં હવે આપરે એ લોકની લાશ ઠેકાણે પારી એ, નહિતો આપરે માથે મોટું પાપ રહેશે. ચાલ ઉતાવળ કર.

**કાશમ**—મારા સમ, શેઠ લાસને ઠેકાણે પારવાનું કામ શું છે? મારી તો સલાહ છે કે આજ રાતે આવી ઉંડા ખારા ખોદી તેમાં દાબી દઇએ.

**રૂસ્તમ**—જેમ તુંને ઠીક લાગે તેમ કર, મારી તો એ સલાહ છે કે બેઉના ટોકાં છુટાં કરી તેને બારી નાખીએ પછી જોઇએ તો દાટજે.

**કાશમ**—હા શેઠ, મારા સમ, તમારી સલાહ ઠીક છે, હાલમાં તો એ લાસને કેથે ઝાડીમાં છુપાવી દઇએ.

**રૂસ્તમ**—લાવ દારૂ કાર (કાસમ દારૂં આપેચ) લે કારૂમ હવે આપુને જે જહાંગીર શેઠનો રસ્તો કરવાનો છે તેમાં પણ ફતેહ પામીએ. અને આજે રાતના એ લોકને ઠેકાણે પારી રાતની એક વાગાની ગારીમાં ચાલતા થઇએ.

**કાશમ**—મારા સમ, જેવો હુકમ શાહેબનો. (દારૂ પીએછે.)

**રૂસ્તમ**—ચાલ હવે લાશને ઠેકાણે પારી નાંખ.

**કાશમ**—મારા સમ, હાજી. (લાશને ઉચકેચ.)

(જહાંગીરનો ઓરડો. જહાંગીર સુતેલો છે.)

**જહાંગીર**—ઓ દુનિયાના સાહેબ, ખાબના બિછાનાપર આ મારૂં કમીના સર નાંખતાં આજના આખા દહારામાં માહારેથી થયલા ગુનાહોની હું તાહરેથી દરગુજર ચહાવું છું, ઓ ગરીબ પરવર હું હરદમ ને હરપલે તું બુજરોગવાર બાપની દહેસ્ત મારા દીલમાં રાખીને માહારા દરેક કામમાં મશગુલ રહેવાની કોશીશો કરૂં છું. તોપણ હું ગુમરાહ બ ણીજઈ, તારી નેક રાહાથી પાછો ફરૂંચ. વાસ્તે રાસ્ત ઇમાન અને ખરા એતેકાતથી હું તારી મીનત કરૂં છું. ઓ સાહેબ કે દરેક બદકારીને, દરેક બુરાઇને, દાબી નાંખવાનું તું મને કઉવત આપ. મને ખબર નથી ઓ મારા મોટા બાપ કે તારી તરફથી અજલનો ફરેસ્તો મારી તલબ કરતો કયારે આવી ઉભો રહેશે ?

(જહાંગીર સુએછે. રૂસ્તમ તથા કાશમ છુપી રીતે દાખલ થાયછે.)

**રૂસ્તમ**—(અજબ થઇ) કાશમ, બશ થઈ ચુક્કું આપરૂં આવી બન્યું.

**કાશમ**—મારા સમ, કાંય શેઠ શું છે?

**રૂસ્તમ**—બાશકેતમાં નાગ નહિ મલે.

**કાશમ**—મારા સમ, શેઠ ધીરાપરો, નાગની બાશકેટ તો હઇયાં જ શેઠ પાસે મુકીછે.

**રૂસ્તમ**—ત્યારે કંઇ નહિ. પણ, કાશમ આપરે અંદરજ રહીએ તો શારૂં.

**કાશમ**—મારા સમ. જેવો હોકમ શાહેબનો. (બંને જાયછે.)

(જહાંગીર ઉઠેછે.)

**જહાંગીર**—હા, આજે એમ કેમ થાય છે? ઉંઘમાંથી બીહીને કેમ ઉઠું છું? આજની રાત દહેસ્તનાક કેમ લાગેછે? એ કંઇ સમજ નહિ પરતી. અરે! અરે! આય શું થાય છે? છાતી કેમ ધરકયા કરેછે? મારા રૂસ્તમને બોલાવું. નહિ, નહિ, નહિ, તેને અરધી રાતના ઉંઘમાંથી જગારૂં કદી નહિ. આજની રાત મને વધારે ડરામણી કેમ લાગેછે? હોશે મનના ખાલી ઢખારા.

(જેહાંગીર શુઇ જાયછે. રૂસ્તમ ધીમે ધીમે આવેછે.)

**રૂસ્તમ**—અહાહા! સઘલું શાંત છે. ઓ! હું આય શું કરૂંચ? રખે પકડાઉં કોઇએ જોયો તો નથી? રાતે આજ રાતે ખુન! નહિ, નહિ, એ વાત બનવા દેવશ નહિ. અરે! એ કોણ? કોઇ નહિ. રખે હું પકરઈ આવું! રખે પાપનો ઘડો ફૂટે ખુન! ખુન થશે કે આજ રાતે ઓ નહિ નહિ હજુરબી બાશકેટ લઇ પાછો ફરૂં, હજુરબી વખત છે. પચાશ લાખ રૂપીયા? કેમ જતાં મુંકું. બનતાં બને તે ખરી, બશ ખુન, હા, હાથ પગ કેવા કાપેચ, દીલ કેવું ધ્રુજેજ મારૂં?

(પગલાંનો અવાજ સાંભલી ચોંકેચ.) કોણ એ કોણ?

(કાશમ આવેછે.)

**કાશમ**—મારા સમ, રૂસ્તમ શેઠ શું થયું? કેટલા ગભરાયલા દીશોચ? ધ્રુજોચ શાના?

**રૂસ્તમ**—કાશમ, કાશમ, મારૂં દીલ ચાલતું નથી. મને ધ્રુજરાં છુટેચ.

**કાશમ**—મારા સમ, ચીતલ કાંય નહિ પહેરતા, હીંમત રાખો, બાયલા ના બનો.

**રૂસ્તમ**—હજુરબી વખત છે. કાશમ એ કામથી હાથ ઉઠાવ્યે. હવે શેઠનો વખત થયોચ દવા પીશે અને બાસકેટમાંથી સંતરો લેવા જશે એટલે નાગ ડસસે ને મરશે તે કરતાં બાશકેટ

બહાર ફેંકી દઈએ.

**કાશમ**—મારા સમ, નહિ કદી નહિ.

(જેહાંગીરશેઠ ડોર મરડેછે ને રૂસ્તમ અને કાશમ અંદર જાયછે.)

(જહાંગીર ઉઠે છે.)

**જહાંગીર**—ગજબ આફ્ત ! સીતમ ! એ મેં શું ખાબ જોયો ? મારી બેઉ બહેસ્તનોએ મને સપનામાં શું બશારત કીધી ? ઓ ! પરવર-દેગાર શું એ બશારત ખરી હશે ? છટ ! છટ ! ખાલી મનના ઢખારા પણ આજે દીલ કેમ ધરકયા કરે છે ? લાવ દવાનો એક ડોઝ પી લેઉં.

(દવાનો ડોઠ પીએ છે. પીયા બાદ બાશકેટમાંથી સંતરો લેતાં નાગ એકદમ જહાંગીરને ડંસીને ચાલી જાય છે.)

,, અરે ! કોઇ દોરો ! બચાવો ! રૂસ્તમ ? કાસમ ? કોઈ દાકતરને લાવ.

(રૂસ્તમ તથા કાશમ આવે છે.)

**રૂસ્તમ** / **કાશમ** } સાથે—કેમ શેઠ શું છે ?

**જહાંગીર**—મને એક કાલા નાગે ડંસીયોજ.

**રૂસ્તમ**—કાશમ, દોરતો દાકતરને બોલાવ ને નાગની શોધમાં રહે.

**કાશમ**—મારા સમ, ચાલ્યો સાહેબ. (બાજુમાં રૂસ્તમને) કામ ફતેહ થયું.

(કાશમ જાય છે.)

**જહાંગીર**—દીકરા રૂસ્તમ ! વધારે વાર જીવું તેમ નથી. માટે મારી મરતી વખતની વસીયત સમજી લે. તમામ મારી દોલત તારે નામે કીધી છે, મારા દીકરા ફીરોઝને તારા દીકરા તરીકેજ ચહાજે, એને સારી કેળવણી આપજે. અને મારા બાપદાદેથી ઉતરેલી આવેલી પેલી યાદગારીની કબાટ તું મરે જીવે ત્યાં સુધી સાચવીને રાખજે. ગમે તેવી મુફલશી હાલતમાંગી આવી પડેતો વેચતો ના. મારી પહેડીનો વહીવટ તું ચલાવજે અને જે નફો થાય તેમાંથી અરધું નાણું ગરીબ જરથોસ્તી છોક-રીઓના લગનમાં ખરચજે. અરે ! ઓહ ! દીકરા રૂસ્તમ ! આખેરી શલામ. શુખી રહે દીકરા રૂસ્તમ શઅલાઆમ—

(જહાંગીર મરે છે. કાશમ દાકતરની સાથે આવે છે. કાશમના હાથમાં મુવેલો નાગ છે. દાકતર જેહાં-ગીરની નાડ જોય છે, રૂસ્તમ ફીતુરથી રડે છે. આસ્તે આસ્તે ડ્રાપ પડે છે.)

**અંક ૧ લો તમામ.**

# અંક બીજો—પરદો ૧ લો.

( દીનાનો ઓરડો. દીના ગાયન ગાતી દાખલ થાયછે. )

## ગાયન ૬ ઠું.

**દીના—** નમુંચ હું ઓ પરવર; તારી દરગાહમાં,
દીલ ભરી ઉમેદ છે તારી પનાહમાં.—નમુંચ
મેળવી મુજ પ્યારાને, આપ ઓ દાતા,
રીબુંચ જુદાઈમાં તેની હું ત્રતા.—નમુંચ
મહેલ્લી ઓ પ્યારા, મુજ જીવના સાહારા,
આવી ભેટ મુજને, ઓ વહાલા તું મારા.—નમુંચ

,, (ગાયન પુરૂં થયા પછી) ગેરહાજરી—આ સાધારણ આ નજીવા બોલની અંદર આ સંસારનું કેટલું સુખ અને તે કરતાં પણ વધારે કેટલું દુખ સમાયલું છે. વહાલા મહેલ્લી તારી મહોબતની જાળામાં સપરઈ ચૂકીજ પણ તેનો તને કહાંથી ખ્યાલ હોય? ખુદરતે નેમેલી વયે પહોંચ્યા બાદ માણસના દિલમાં ખરો પ્યાર જે દરદ વરસાવેછે તે ઘણીક વખત એટલું તો જબુન હોય છે કે તેની આગળ બીજાં સઘળાં દુઃખો નજીવા લાગે છે. તે દુઃખ દેખતી આંખને આંધળી કરેછે. સાંભળતાં કાનને બહેરા કરેછે. એ ગેરહાજરીની એકેકી પળ એક જમાના જેવી લાંબી બને છે, એ ગેરહાજરીમાં સૂખી જીવ ગમગીન થાયછે. એ સઘળાનું કારણ માત્ર ખરા અને પાક પ્યારના બાણથી થતા કારી જખમોની જે એકજ દવા તે સઘળા પ્યારનું જે એક શખશની અંદર રહેઠાણ તેની ગેરહાજરી છે. તે ગેરહાજરી પછી એક એકને મળવાની બેહદ ખુશાલી તેના નાશકાર જખમો રૂજવેછે. મહેલ્લી! મહેલ્લી! હવે તું મને કહાંવેર તરસાવશે? અરે! સામેથી મારો વહાલો આવેછે. જરા છુપાઈને જોવું તો ખરી.

(દીના બાજુએ ખશી જાયછે. મહેલ્લી આવેછે.)

**મહેલ્લી—**એક મુરત ઉપર હું મોહિત પડયો છેઉં કે જેની ચરચા ચંદર ઉપર મચી રહી છે, તે કેવી મુરત? માશુકની મુરત જેવી. તે માશુક કેવી? જેબ આપનારી દીલબર જેવી. અગર તેનું મોહું નથી જોતો તો મારી બંધે આંખો પાણીનું નાળું બનેછ.

તે નાળુ કેવું ? મોતીઓના ચશમા જેવું. તે મોતી કેવા ? આબદાર મોતી જેવા. અગર તે માશુક બાગમાં લહેકા કરતી ચાલેજ તો બસો ઘોંઘાટ ચો તરફથી ઉઠેછ. તે ઘોંઘાટો કેવા? બુલબુલનાં પોકારો જેવા તે બુલબુલ કેવું ? દીવાનાં બુલબુલ જેવું. હા ! દીવાનો ? ખરેખર ! દીવાનો. કોણુને લીધે ? દીના તારે લીધે. હવે જે બને તે ખરી ખુલાશાથી આજે કહી દઉં. (દીના બહાર આવેછે.)

**દીના**—કેમ મહેલ્લી આજે ઘણે વખતે કંઇ ગરીબને ત્યાં આવતું થયું ?

**મહેલ્લી**—જુદાઇના દુખથી મારી મીસાલનો જખમી કોઇ ના થાતું ! કહાં જાઉં ? શું કરૂં ? દીલતું દરદ કોણુને કહું ? કોણુ મારો ઇનસાફ કરશે ?

**દીના**—હું તમારો ઇનસાફ ચુકવશ.

**મહેલ્લી**—ત્યારે તો આપો કોલ.

**દીના**—લેવો દીલોજાનથી. (એક એકને કોલ આપેછે.)

**મહેલ્લી**—ત્યારે તો ખુલાસાથી સાંભલો, દીનાં, આ સમો ઘણો રળીઆમણો છે, દીલની ઉમેદ એક ચહાઉંછ રજા આપશો દીના ?

**દીના**—તમારી જે ઉમેદ હોય તે બર લાવવાને હાજરછું.

**મહેલ્લી**—ત્યારે તો બોલવા લગર છુટકોજ નથી, મારા દીલની ઉમેદ અત્યારતુલીક દીલમાંજ દાબીતી, પણ મારા સુખનો સર્વ આધાર ઓ જીગર ! તારીપર છે, આ દુનિયામાં સુખની કુલ્લે આશા દીના તારામાંજ સમાયલી છે, લખ્ખોની દોલત હું ધરાવી શકતો નથી, પણ આ સાફ અંતકરણ—હું પોતે—અગર જીવ કબુલી નવાજે તો તારોજછું પ્યારી, તારા હાથની માંગણી કરવાની રજા છે ?

( દીના શરમાય છે. મહેલ્લી તેનો હાથ પકરી પોતા તરફ ખેંચી કીસ લેય છે. )

### ગાયન ૭ મું.

**મહેલ્લી**—તુંને ચાહું હું પ્યારી મારી.
શાદીથી કરૂં મારી.

**દીના**— ચાહુંચ હુંબી એવું મુજ પ્યારા જાન.

**મહેલ્લી**—તારી આંખો છે કાલી,
બહુ લાગે મુજને વહાલી
હું હરદમ બશ પુજું તુને જીગરજાન—

**દીના—** આવો આવો પ્યારા મને ના તરસાવો જાન.
**મહેલ્લી—**જાની તું સીવા કરમાયચ મારો જાન.
**દીના—** આવો બેસીએ બેઉ સાથ.
કરીએ મીઠી મીઠી વાત.
મેલવી હાથ સાથે હાથ.
**મહેલ્લી—**અરે વાહુવાવા વાહુવાવા વાહુવાવા.—
**દીના—**(ગાયન પુરૂં થયા પછી) અરે મારા વહાલા રજા સાની જોઈએ? મેં તો મારો જાન તમારેજ હવાલે આજ કેટલીક મુદત થઈ કીધો છે.
**મહેલ્લી—**ત્યારે વહાલી હું રજા લઉંચ ને આય પાછો ફરૂંચ.
**દીના—**બેશ, બેશ, એ મારા જીવના લુટનારા બેસ, મારી પાસ. કોઇ છે કે? જાવ, દોડો કોઇ દહાડો નહિ પીધેલો શરાબ મારા વહાલાને શારૂ લઇ આવો. (નોકર શરાબ હાજર કરે છે.)
પી પી પ્રીતમ પ્યારા આ પ્રેમનો પાકો જેહ પ્યાલો.
આપ, આપ, આ અબલાને તારો આતુર હવાલો.
(મહેલ્લી દીનાને શરાબ આપી.)
**મહેલ્લી—**પીજા પીજારે મુજ મુલાકાતનો મીઠો શરાબ.
આ ચશમોમાં વરસાવ હવે મહેર ભરૂં આબ.
વારૂં વહાલી હું ફીરોજને મલી તરત તારી તરફ પાછો ફરૂંચ.

## ગાયન ૮ મું.

**મહેલ્લી—**કદરદાની બુજી તમે તો ચમનની.
કરી કદરદાની તો દાનીએ મનની—કદર.
રજા હાલમાં બક્ષો છે ચાહત વલનની,
ફરી આવશ, પાછો કરી યાદ ચલનની—કદર.
કીધીચ મેં કીંમત, તુંજ પ્યારી ફુબનની,
રાખીચ મેં દીલની ઉમેદો મગનની—કદર.
(મહેલ્લી દીનાને કીસ લઈ જાયછે.)
**દીના—**આખરે મારી મુરાદ તેં કીરતાર બર લાવી.
(દીના જાયછે.)

---

# પરદો ૨ જો.

( રસ્તો—મંચી ગાયન ગાતો દાખલ થાયછે. )

## ગાયન ૯ મું.

મંચી— નામનો તો છું મંચી જાતનો બહુ બુરો—નામનો.
દમબાજીને ઠગબાજીથી સઉસાથે કીનો

**કોરસ.**

આહાહા વાહવાહવા રાખી દીલમાં દગો.
દોના મેહેલ્લી ફીરોજ સાથે જોઇ હર સમો.
જાલ ફરેબી નાખી હું કરૂ સઉનો ચુરો.
ફંદ ફરેબની બાજી, માં છેઉ હું પુરો—આહાહા.

,, બસ કદીબી હવે હું સાંખનાર નથી. આજ કેટલાંક કેટલાંક દિવસો થયાં પેલો મહેલ્લી અને ફીરોઝ મને બીલકુલ કોઠું આપતો નથી. નહિ, હવે અંત આવ્યો છે, હવે મારી ફરેબના નેટરના ફટકાથી જમીનદોસ્ત બનાઉં યાતો મારી તાલ મેલના ચક્કરમાં લાવી માંહો માંહે અથડા અથડી કરાવી મોજ મારતો બેસું. ( મહેલ્લી આવેછે. )

**મહેલ્લી**—(ફીરોજને જોયા વગર) ચાલો હવે આપરેબી ફીરોજ સાથે ગામ જવાની તૈયારી કરીએ. ( મંચીપર નજર પરેચ.) અલો! દીયર મંચી કેમ શું વમાસનમાં છે?

**મંચી**—હં! હહ! કંઇ નહિ, મહેલ્લી આજે તું ઉદાશ કેમ જણાયછે?

**મહેલ્લી**—જરાબી નહિ.

**મંચી**—નહિ તું મને ઉડાવાની તજવીજ ના કર. તારા ચહેરાપરથી સાફ જણાયચ.

**મહેલ્લી**—ડીયર મંચી તું ભુલાવો ખાયચ.

**મંચી**—હું જરાબી ભુલાવો ખાતો નથી, જયાં છે ત્યાં તારે કાને વાત આવી હશે?

**મહેલ્લી**—શાની વાત? હું કશું જાણુતો નથી.

**મંચી**—ફીરોજ તારે વીશે બોલયોચ તે તું જાણેચ તે છતાં તું અખાર કરેચ.

**મહેલ્લી**—ફીરોજ મારે વિશે શું બોલ્યોચ?

**મંચી**—તે જણાવીને મારામારી કરાવાનું મારૂં કામ નહિ.

**મહેલ્લી**—તુંને મારા સમ છે જો તું મને નહિ જણાવે તો.

**મંચી**—અરરર! કશમ તેં આપીને મને નાચાર કીધો, પણ તારી આગલ વાત કરૂં તે તું છુપી રાખે કે નહિ તેની સાબેતી શું ?

**મહેલ્લી**—આય મારો કોલ.

**મંચી**—ત્યારે તો સાંભળ ફીરોજ તારે વાસ્તે....... નહિ મહેલ્લી અખારા કર. એ વાત કરવામાં ફાયદો નથી.

**મહેલ્લી**—જો તું મને નહિ ચહાતો હોય તો ના બોલ.

**મંચી**—તુંને હું નહિ ચહાઉં એ કેમ બને ?

**મહેલ્લી**—ત્યારે તારા દિલનો ભેદ ખુલ્લો કર.

**મંચી**—જોવ મહેલ્લી હજુરબી માનો ને અખારા કરો.

**મહેલ્લી**—બશ જા આજ પછી તું મારો મીત્ર નહિ.

**મંચી**—અરે એમ ઉશકેરાઈ ના જા, લે સમજ ફીરોજ કહેછે કે તું એક ઘણાજ નીચ માણસથી પેદા પરયોચ.

**મહેલ્લી**—એ તું શું બકેચ ?

**મંચી**—જે છે તે બકુંચ પણ હા તમારો કોલ યાદ કરો.

**મહેલ્લી**—તે વિશે તું બેફીકર રહે તારૂં નામ કદીબી જુબાનપર લાવશ નહિ. અફસોસ! અફસોસ! એક ભાઇના પ્યારથી ફીરોજ તુંને ચહાયો તેનો આય બદલો? કંઈ ફિકર નહિ. દોસ્તી એટલે શું? એક પુરૂષનું બીજા પુરૂષ સાથે જનમ સુધી જોડાવું. આ જગતમાં જેમ કોઇ જગાએ તડકો ને કોઈ જગાએ છાયો છે, જેમ જુદા જુદા દરદોની પછવાડે જુદી જુદી દવાઓ તઇયાર રાખેલી છે, જેમ રાતના સીહા અંધારાં પછે સવારની નીરમળ રોશની જોડાયલી છે, તેમજ તે દયાળુ પરમેશ્વરે આપણ ખામી ભરેલાં માનવીની હાલત ઉપર નેઘાં કરીને આપણા સુખ દુઃખનો ભાગ લેવાને મીત્રો બક્ષેલા છે ત્યારે શું હું એકદમ મારા મીત્રને તજી દઉં ? નહિ, કદી નહિ. ખરી દોસ્તી આંધળી છે. હું મારી મહોબત કદી છોરનાર નથી. વારૂં, મંચી, હું રજા ચહાઉંચ, પણ તું કશું ફીરોજ આગલ જણાવતો ના. હું બી અખારા કરશ.

**મંચી**—અરે એમ કાંઇ બોલાયકે ?

**મહેલ્લી**—સાહેબજી. (મહેલ્લી જાય છે.)

**મંચી**—વાહરે ! મહેલ્લી આફરીન છે તારી પર. પણ હું તો ખરેકે હવે ફીરોજ પાસ જઇને મારા ફીતુર લરાવું એમ હું કંઇ તમુને છોરનાર હતો ? આગલતો ચાલો પછી તમાશો જોવાનો છે.

( મંચી જાય છે. )

---

## પરદો ૩ જો.

( રૂસ્તમવાલું ઘેર—હૉલ—રૂસ્તમ આવે છે.)

**રૂસ્તમ**—ફીરોજ ? ફીરોજ ? કહાં મુવો ?

**ફીરોજ**—( અંદરથી ) આયોજી.

**રૂસ્તમ**—કાલે રાતના કહાં મુવો તો ?

**ફીરોજ**—નાટકમાં ગીયોતો.

**રૂસ્તમ**—કહીને નહિ જવાતું કે ? જો આજે કોઇ મલવા આવે તેને કેહજેકે શેઠ ઘરમાં નથી.

**ફીરોજ**—વારૂજી. ( રૂસ્તમ જાય છે. મંચી આવે છે.)

**મંચી**—અલો ! ફીરોજ કેમ શું સમાચાર ?

**ફીરોજ**—બોલ ના, આજે જરા ફાધર છેરાયલા છે.

**મંચી**—વારૂં ! આજે બપોરના ખેલમાં આવવુંચ કે નહિ ?

**ફીરોજ**—અરે ! અખારા કર, આજે તો ઘરમાંજ રેહેવાનું.

**મંચી**—અરે યાર ! મહેલ્લીબી દીનાની સાથે આવવાનો છે, જરા બે ઘરી વહેમીની મજાહ પડશે. (ઢોંગથી ) અરે તોબાહ શું બોલઈ જવાયચ.

**ફીરોજ**—શું ? શું ? મંચી કોણ ? મહેલ્લી વહેમી ? જરાબી નહિ. તું ગંભીર ભુલ કરેચ, એના જેવો તો કોઇ ભોલો અને સાફ દીલનો હોશે નહિ.

**મંચી**—બપાવા, હોશે, ભુલ થઈ, માફ કરો.

**મહેલ્લી**—નહિ જે હોયતે ખરા ખુલાસાથી જાહેર કર.

**મંચી**—જાહેર કરીને દોસ્તીમાં ખલલ કરવાનું મારૂં કામ નહિ.

**ફીરોજ**—એ તું શું બકેચ તેની કંઇ સમજ પડતી નથી.

**મંચી**—સમજ પડતી નથી એટલું સારૂં નહિ તો......

**ફીરોજ**—નહિતો શું બોલ એમાં કંઇપણ ભેદ છે.

**મંચી**—મને તો તારી તરફ લાગણી છે. પણ નહિ અખારા એમાં ફાયદો નહિ કજીયાનું મોનું કાલું.

**ફીરોજ**—તુંને તારા પેદા કરનારના કશમ છે જો તું નહિ જણાવે તો.

**મંચી**—અરરર! ફીરોજ! તેં શું કીધું પણ તારી આગળ જણાવું તેની આગમજ તું તારા પાક મજબના કશમ ખા કે કોઈ દહાડો જાહેરમાં લાવવું નહિ.

**ફીરોજ**—કશમ છે, દીનો-ઈમાનના જો કોઈબી દહાડો જાહેરમાં લાવું તો.

**મંચી**—અફસોસ! હજાર અફસોસ! મહેલ્લી, મહેલ્લી, એવા એક નેક દોસ્ત તરફ બુરૂં બોલતાં તુંને કેમ નહિ આનાકાની થઈ? જે તુંને ભાઈ કરતાં જયાદા ચાહે તેની પર બુરો બટો મેલતાં તુંને શરમ કેમ નહિ આવી?

**ફીરોજ**—મંચી મંચી એ તું કોણને વાશતે બોલેચ?

**મંચી**—મહેલ્લી અને તારે વાશતે.

**ફીરોજ**—એ હું શું સાંભળુચ પણ શું બોલ્યો તે તો જાહેર કર.

**મંચી**—જરા ભુલમાં નજીવું જેવું બોલઇ ગીયું. એટલુંજ કે ફીરોજ મારી દીના સાથે લાગુ પરી પરણી જવા ચાહેછે.

**ફીરોજ**—તે શું તારી આગળ બોલ્યો? અફસોસ!

**મંચી**—પણ હારે તમારા કશમ યાદ કરજો.

**ફીરોજ**—તે વિષે બેફીકર રહે.

**મંચી**—ફીરોજ તું જાણુતો નહિ તેમજ રહેજે અને હવે એની સાથે જાજી મહોબત રાખવી એ સ્યાણા માણસનું કામ નહિ.

**ફીરોજ**—તારી સલાહ ઠીક છે.

**મંચી**—ચાલ ફીરોજ હું જાઉંચ. સાહેબજી (મંચી જાયછે.)

**ફીરોજ**—ઓ પરવરદેગાર! મારા મહેલ્લીને મારે વાસ્તે......અરે સાંમેથી એજ આવેછે. (મહેલ્લી આવેછે)

**મહેલ્લી**—(દાખલ થંઇ) ચાલતો ફીરોજ તઈયાર થા.

**ફીરોજ**—કેમ શું છે?

**મહેલ્લી**—જાણુતો નથી વરી આજે નાટકમાં જવાનું છે તે.

**ફીરોજ**—મારાથી આવવાને બનશે નહિ.

**મહેલ્લી**—નહિ, કંઈબી કરીને ચાલ, દીનાબી આવવાની છે અને તુંને યાદ કરેછે.

**ફીરોજ**—તુંને કહયુંની નહિ બનશે? ફાધરની તબીયત દરૂસ્ત નથી.
**મહેલ્લી**—આજે જરા ગુસ્સામાંજ વાત કરેચ છે શું?
**ફીરોજ**—હોય શું વરી? કંઇજ નહિ.
**મહેલ્લી**—હું ફાધર પાસે જઇને તારે વાસ્તે માંગી લઉં?
**ફીરોજ**—કંઇ જરૂર નથી.
**મહેલ્લી**—જો આજે તું મારો સખુન પરતો નાંખેચ.
**ફીરોજ**—નહિ, તેવું હું કશું જોતો નથી.
**મહેલ્લી**—વારૂ, બને તો રાતના ઘર આગલ ફેરો મારી જજે.
**ફીરોજ**—બનશે તો આવશ.
**મહેલ્લી**--સાહેબજી. (મહેલ્લી જાયછે.)
**ફીરોજ**--બશ. હવે હઇયાં રહેવામાં સાર નથી. જેમ બને તેમ જલદીથી પરદેશ ચાલતો થાવું. ( રૂસ્તમ આવેછે. )
**રૂસ્તમ**--(દાખલ થઇ) કેમ કોઇ હજી આયું નથી કે?
**ફીરોજ**—નહિજી.
**રૂસ્તમ**--વારૂં, અંદર જઇને જો તારા કપરાં શીવઇને આવેલાં છે. (ફીરોજ જાયછે.)
**ફીરોજ**--વારૂં જી.
**રૂસ્તમ**--બશ, તેને તેજ ધખારો, એ આગ લાગી જાય, એ પૈસાને. નથી બેસવાનો કરાર, નથી ખાવાનો, કે શુવાનો, રહયું સહયું કારે મોનેનો કાસમ સાનો મલવા આવનાર છે? અરે! ખોદા! તું મારા ગુનાહ મને માફ કર, એ ગુનાહ ઘણા મોટા થયા છે, અએ ધરમી બાપ! હું મોટો અધરમી અને પાપીછું. માહરે હાથે ઘણાજ ખુન અને બદકામો થયાંછે. પણ હવે મારૂં દીલ અંદરખાનેથી દંખ દીયા કરેછે. માહરી કરણી માહરી સામે આવીને ઉભી રહ્યા કરેછે. માહરા કરતુકોની સજા જોકે મને હજી પુરતી થયલી કહેવાય નહિ, તોપણ એ સાહેબ જે અંદરખાનેનું દુખ ભોગવું છું તે મને અતી સખત લાગેછે. અને હવે વધારેવાર મારાથી મારાં અંતકરણનો દંખ ખમાતો નથી. માહરા કરતુકોની હું તોબા કરી પશેમાન થાઉંછું. ( કાસમ આવેછે. )
**કાશમ**—મારા સમ, રૂસ્તમ શેઠ, તમારા ચહેરાપર કેટલો ફેરફાર! તમે તો તદન આવી રહ્યા છો. તમારા ગુલામનું નામ વીલમાં નાંખવાને ચુકશો નહિ

**રૂસ્તમ**—તું શાને વાસ્તે આયોચ તે જાહેર કર?

**કાશમ**—મારા સમ, એમાં જાહેર કરવાનું શું છે? જરા નાણાંની જરૂર છે ફરીનેજ આયોચ.

**રૂસ્તમ**—કેટલાની જરૂર છે?

**કાશમ**—મારા સમ, ફકત સાત હજાર.

**રૂસ્તમ**—સાત હજારનું શું કામ પરયું? પેલાં નાણાનું શું કીધું?

**કાશમ**—તે બેસી રહયા, મારા સમ, જુગારમાં ને દારૂમાં આવી રહયાં ને ને હમણા તમો આપશો તેમી ત્રણ હજાર તો આપવાના છે, ને ચાર હજાર બચશે, તેમાંથી ગુજરાન કરવાનું.

**રૂસ્તમ**—વારૂં કાલ પરતાં લઈ જજે.

**કાશમ**—મારા સમ, વારૂંજી.

**રૂસ્તમ**—પણ જો રાતના દશ વાગા પછી આવજે.

**કાશમ**—મારા સમ, જેવો હોકમ સાહેબનો.

(કાસમ નમીને જાય છે, ને છુપાય છે.)

**રૂસ્તમ**—આપ્યા વગર છુટકોજ નથી, ગલે ગાંઠ ને મોને ડુચો. ફીરોજ, ફીરોજ, આજે તારી ઉમરનોજ મારો છોકરો કહાં હશે, જીવતો હોશે યા સવર્ગવાશી થયો હોશે? અહા! જેહાંગીર! જેહાંગીર! તારીજ યાદ, કેમ નહિ તે વખતે મને સુજયું? કાશમ! કાશમ! તેં કાંય નહિ મને રોકયો. (ફીરોજ આવે છે.)

**ફીરોજ**—ચાલો બાવાજી જમવાનો વખત થયો.

**રૂસ્તમ**—ચાલ દીકરા. (બંને જાય છે. કાશમ છુપાયલો બહાર આવે છે.)

**કાશમ**—મારા સમ, ચાલો બીજા સાત હજાર તો કરાવ્યા આપરે કહાં પીછો છોરશું? જહાંવેર દમમાં દમ છે, ત્હાંવેર નીચવ્યાં કરશું. ગમે તે છે પણ દીલનો દયાલું તો ખરો, આજના જમાનામાં પારકા છોકરાને પાલી પોશીને કોણ રાખે? ફીરોજને પોતાના પેટના બચ્ચાની કાની સાચવેચ. જયારે ફીરોજનો ચહેરો જોઉં છું ત્યારે મારા શેઠ જેહાંગીર યાદ આવે છે. કોઇ કોઇ દહારે એમ તો જુગારમાં જીતુંચ ત્યારે શેઠ જેહાંગીરને નામે સખાવત કરૂંચ. ચાલ હવે જયારે શેઠને યાદજ કીધા ત્યારે થોરો દારૂતો લેવોજ જોઇએ.

(કાસમ જાય છે.)

# પરદો ૪ થો.

**બાગ.** (મહેલ્લી દાખલ થાયછે.)

**મહેલ્લી**—અરે ફીરોજ તુંને મારે વાસ્તે એવું બોલવાનું શું કારણ મળ્યું? આજે મંચીને હઈયાં મેં બોલાવ્યો છે. મારે વાસ્તે ખુલાશાથી ફરીથી એક વાર પુછી જોઉં. (મંચી આવેછે.)

**મંચી**—કેમ દીયર ક્યારનો ખોટી થાયછે?

**મહેલ્લી**—એક મીનીટ થઇ હશે.

**મંચી**—કેમ મહેલ્લી નાટક પસંદ પડ્યો કે?

**મહેલ્લી**—ઘણોજ સરસ હતો પણ લખાણમાં દમ નહિ.

**મંચી**—જોયુંની ફીરોજ આખરે નહિ આયો.

**મહેલ્લી**—ચાલો જેવી એની મરજી.

**મંચી**—બશ ફીરોજને તારે વાસ્તે હવે ઘણોજ બુરો વિચાર છે તે હું કંઇ સમજી શકતો નથી. વારૂં. મહેલ્લી તું કંઈ એને વાસ્તે બુરૂં બોલ્યો હતો?

**મહેલ્લી**—એને વાસ્તે હું બુરૂં બોલું તેની આગમેજ હું મારી જબાનને કાપી નાંખુ.

**મંચી**—ત્યારે હું ઘણોજ અજાયબીમાં ગીરફતાર છું. કે તારે વાસ્તે એવા શખુનો બોલવાનું એને શું કારણ મળ્યું?

**મહેલ્લી**—તે વીશે હું પોતે વિચારમાં છું.

**મંચી**—વિચાર કરવામાં હવે ફાયદો નથી હવે તો તુંને કીનો લેવો જોઈએ પણ નહિ કીના જેવી ચીજ આપરામાં નથી એટલું શારૂં છે.

**મહેલ્લી**—કીનો! છટ! છટ! કીનો યા વેર એ આપરી નબલાઈજ છે જેઓ બીકણ છે તેજ એવું કામ કરેછે માણશોને આ દુન્યામાં વેર જેવું શું કામ જોઈએ? કીનાથી કદાચ આપરા દુશ્મન ઉપર સરસાઇ ભોગવશું, તેને મારી પણ શકશું તો તું એમ કહી શકવાની હીંમત કરશે કે તેમાં આપરે સંતોષ પામીઆ છીએ. નહિ. કદી નહિ. કોઈ ઉપર વેર લેવું, એવું આપરે કદી વિચારવું નહિ જોઇએ, કાંય કે તેથી આપરા મન મધે અનેક તુરંગો પેદા પરશે, આપરે એમ સમજશું કે કીનો લઇશું તો આપરૂં દુખ કમી થશે, નહિ, તેમ નથી, પણ આ-

પરૂં દુ:ખ ઉલટું વધશે આપરૂં સુખી દીલ તેથી હમેશા બેચેન રહેશે, પણ સામો ધણી આપરા કરતાં સુખી હાલતે ફરશે વેર યા કીનો આપરાં મન મધે હશે ત્યાં તુલીક આપુને દુખ ઉત્પન્ન થશેજ અને જ્યારે આપરે તે કામ પુરૂં પણ કરશું તો પણ આપરૂં મન ડંખ્શેજ વાસ્તે મંચી કીના જેવી ચીજને આપરા દીલમાંથી નાબુદ કરવી જોઇએ

**મંચી**-- અરે હા! પણ, હું તો ખાલી તુંને જણાવતો હતો. એટલું શારૂં છે કે આપરા ત્રણે ગોત્રોના દીલ ભોલા છે પણ એ બોલઇ મને કોઇ દહારો ભારી પડશે.

**મહેલ્લી**--કાંય તુંને શું કામ ભારી પડશે?

**મંચી**--તુંને આવીને મેં કહયું તેથી હવે કોઈ દહારો તારે મોનેથી નીકલી જાય તો ફીરોજ શું કહેશે કે આટલી વાત દીલમાં નહિ રહી.

**મહેલ્લી**--તે વિશે તું જરાપણ વીચાર ના કરતો કોઇ પણ દહારો એ વાત જબાનપર લાવશ નહિ.

**મંચી**—તે તો મારી ખાતરી હતી. કરીનેજ જણાવ્યું.

**મહેલ્લી**--વારૂં, મંચી, ફીરોજ બીજું કંઈ મારે વાસ્તે બોલતો હતો?

**મંચી**--ત્યારે તો તમે તે વાતથી જાણોચ ખરા.

**મહેલ્લી**—વરી કઇ વાત છે?

**મંચી**--અરે તમે તો મારે મોનેજ બોલાવાનું કરોચ ને મનેજ તમે છેવટે બદનામ કરશો તે કરતાં બહેતરકે નહિ બોલ્યામાં નવગુણ.

**મહેલ્લી**--કોઈબી દહારો બદનામ તુંને નહિ કરશ.

**મંચી**—ત્યારે તો સાંભળ કંકાશનું મુલ કારણ મેં શોધી કારયુંચ. ફીરોજ દીના પર આશક હતો. અને દીના પણ એને ચહાતી હતી. ને બેઉ બહાર ગામ જઈને છુપેથી પરણવાના હતાં તેટલાં તો તે બેવફા નારે તારી પર મહોબતની જાલ બીછાવી તે ફીરોજથી કેમ દેખી શકાય? વાસ્તે જો તું સ્યાણો હોય તો દીનાને ત્યાં જવાનું છોરી દે.

**મહેલ્લી**--એ વાત હું બીલકુલ જાણુતો હતો નહિ. જ્યારે એમજ છે, ત્યારે હું આજને આજ પરદેશ નીકલી જાવું છું.

**મંચી**--મહેલ્લી, એ લોકને ખાતર તું શું કામ પરદેશ જવા નીકલ્યોચ? તું મારી તો દયા ખા. તારા સિવાય મને કોણ ચાહનારૂં છે?

**મહેલ્લી**—તારો પરવરદેગાર તુંને ચહાશે વારૂં, મંચી જીવતો હોવશ તો મલશ સાહેબજી. (મહેલ્લી જાય છે.)

**મંચી**—(મહેલ્લીના જવા પછી) હા મારા વેરના ઝાડ ઉપર ખરાબીના ફલો આવેલાં જાહેર થાય છે. જો મહેલ્લી અહિંથી ચાલી જાય તો બંદા દીનાપર જાલ નાંખે. એક ઓરત જાતને ફાંદામાં લાવતાં કેટલો વાર? ચાલો હવે તેજ કામપર મંડીએ.

(મંચી જાય છે. કાસમ આવે છે.)

**કાશમ**—મારા સમ. ખોદા તારી મારાપર કેટલી મહેરબાની હશે કે જે વખતે બીજાં પહરેજગાર લોકો વેલા ભોગવેછે, તે વખતે મને પહેરવાને સારાં લુગડાં, રહેવાને સાફ જગ્યા, ને ખાવાને સારો ખોરાક મલી શકેછે. તેથી તારો ઉપકાર મને ભુલવો નહિ જોઇએ. તારે પશંદ પરતા કામો તો કરૂંછું પણ કોઇજ વખતે દાનત ફરી જાયછે. એમ તો ગઇ કાલે રસ્તાપરથી નવ એક વરશની છોકરી દાગીના પહેરી જતી હતી. આપરેબી એના બાપની ખબર અંતર પુછી સાથે ચાલ્યા કીધા પછી એક એકાંત જગે લઇ જઇને દાગીના ઉતારી, છરી વતે ગળું કાપી વહેતી નદીમાં તપકાવી ચાલ્યા કીધા. ખોદા જાણેચ કે મારા બંદાનું તો એજ કામ છે, એટલે આપરે તો આપરા ધંધાપર ઉદ્યોગી રહેવુંજ જોઈએ. ચાલો હવે રૂસ્તમને ત્યાં ખુરદો લેવા જઇએ. કંઇ કામ કાજ હોયનો ફરમાવાને ચુકશો નહિ. (કાસમ જાયછે.)

(બમનશાહનું ઘર—ઓરડો—ગુલાં દાખલ થાયછે.)

**ગુલ**—(દાખલ થઇ) દીલખુશ, મનખુશ, અને સઘલું ખુશ લાગેછે. પણ નહિ મલે માય બાપનું સુખ કે ભાઇ બહેનનું. મારા મુરબ્બી તરીકે મને પાલી પોશીને મોટી કરનાર મારા માસાજી છે, આજે અમારે ત્યાં કોઇ ગામથી દાકતર આવનાર છે, તેવણ અમારે ત્યાંજ ઉતારો લેનાર છે, તેથી માશાજીએ મારા હાથમાંજ બધી મેનીજ સોંપી છે.

(બમનશાહ આવેછે.)

**બમનશાહ**—કેમ દીકરી બધું ઠીક થાક છેની?

**ગુલ**—હા બાવાજી.

**બમનશાહ**—અરે અંદર જાતો દીકરા ને કબાટને ચાવી દઇને બાગમાથી થોડાં ફુલ વીણી વાઝમાં મુક.

**ગુલ**—વારૂંજી. (ગુલ જાયછે.)

**બમનશાહ**—(એકલા) હા દીકરી ગુલ શું તારા ગુણ ગાવું ? આજે તારો બાપ કોણ જાને કહાં હશે; લગભગ વીશ વરસ વીટી ગયાં, પણ તેનો કશો પતો નહિ મલે. તારી બહેન દીનાનો પણ કશો પત્તો નથી એ શું ભેદ છે તે હું સમજી શકતો નથી. (ગુલ આવેછે.)

**ગુલ**—બાવાજી, દાકતર આપરે ત્યાં આવનાર છે તેઅણનું નામ શું ?

**બમનશાહ**—દીકરા તેનું નામ ફીરોજ છે.

**ગુલ**—આપરે ત્યાં કેટલાં દિવસ રહેનાર છે ?

**બમનશાહ**—ત્રણચાર દિવસ રહેશે પછી સરકારી બંગલમાંજ રહેવા જશે કારણ કે ત્યાંનો બંગાલો સમરઈ નથી રહ્યો.

**ગુલ**—ત્યારે તો એવણ સરકારી દાકતર હશે.

**બમનશાહ**—હા દીકરા ગતો હમણા આવી લાગતા હશે.

**ગુલ**—વારૂં બાવાજી. (ગુલ જાય છે.)

**રતનો**—(અંદરથી) શેઠ આય રસ્તે આવો.

(ફીરોજ અને રતનો આવે છે.)

**ફીરોજ**—ગુડ મોરનીંગ મી૦ બમનશાહ.

**બમનશાહ**—આવો સાહેબ. રતના, જા, શેઠનો સામાન અંદર મુકાવ.

**રતનો**—વારૂંજી. (રતનો જાય છે.)

**બમનશાહ**—મુજ ગરીબને ત્યાં પધારી માન આપ્યુંચ તેથી હું બેહદ ખુશીછું. તમારૂંજ ઘેર છે. જરાપણ જુદાઇ રાખશો નહિ.

**ફીરોજ**—તમારી લાયકી બોલાચ સાહેબ. (ગુલ આવે છે.)

**બમનશાહ**—મી૦ ફીરોજ એવણ મારા દીકરો થાય એવણનું નામ મીસ ગુલાં છે.

**ફીરોજ**—એવણને જોઇને હું ઘણોજ ખુશીછું.

**ગુલ**—ચાલોજી ચાલે નાસ્તો તૈયાર કીધોજ.

**બમનશાહ**—જા દીકરી અમે આવ્યેચ. (ગુલ નમીને જાય છે.)

**ફીરોજ**—મી૦ બમનશાહ તમુને આય શહેરમાં વસ્યાને કેટલો વખત થયો ?

**બમનશાહ**—જોવોની મી૦ ફીરોજ હું અસલ જંગબારનો રહીશ હતો, ત્યાં વેપારમાં ખોદાની મહેરથી મારી પાસે બે પૈસા થયા

ત્યાર પછી મેં મારો વેપાર હૈદરાબાદના જાણીતા વેપારી દારાશાને સ્વાધીન કીધો અને હઇયાં આવી વસ્યો છું તમારે પગની પુણેથી સુખી છું.

**ફીરોજ**--તમારે ત્યાં એક પુરૂં ફરજંદજ છે ?

**બમનશાહ**--જી હા, તે પણ મારા સાઢુની છોકરી છે. મારી પોતાની નહિ. મારે ત્યાં ફરજંદની બક્ષીસ નહિ હોવાથી જ્યારે એ વરશ દહારાની હતી ત્યારે મેં મારા સ્વાધીનમાં લીધી હતી. એ મારી દીકરીનો બાપ પોતાના ભાઇને શીકનદરાબાદ મલવા ગયો ત્યારથી આજ કેટલાંક વરસો થયાં પાછો ફરીઓ નથી. અને એની એક પુત્રી બહેનનો પણ પત્તો નથી.

**ફીરોજ**--ખોદાની જેવી મરજી, ધીરજનો બદલો તે કીરતાર આપશે.

( ગુલાં આવેછે. )

**ગુલાં**--ચાલોજી ચાહે થંડી પડી જાયછે.

**બમનશાહ**--ચાલ દીકરા. આવો ફીરોજ અંદર આવો.

( સઘલાં જાયછે )

---

## પરદો ૬ ઠો.

(રૂસ્તમનો ઓરડો—રૂસ્તમ આવેછે.)

**રૂસ્તમ**--રાત કેવી ભયંકર! વરસો પર વરસ વીતાં પણ એનો એજ ધખારો. બનાવ જાણે કાલેજ બન્યો હોય તેમ હા કાલની રાત ? રાત કેવી ભયંકર ! આંખ લાગી ન લાગી તેટલાંજ જહાંગીરનો ચહેરો મારી સામે ડોળા ધુરકતો ઉભો. કેવો ભયભીત ખાબ ? શાંત, સઘળે શાંત, સરવે શાંત, પણ, આય જીગર શાંત નથી. એ ડંખતું છે, એ ઠરકતું છે, એ ધ્રુજતું છે, કેવી ડરામણી આકીલ કાળી રાતની ચુપકીદી રાત દરરાત તે કેમ ખમું ? દુર ઓ ખ્યાલી ઠગારા ખ્યાલ થાતું દુર ! ઓ પરવર ! આ દલદર હાલત કરતાં મોહત ભલું. હજાર હજાર ગણું ભલું. લખ્ખોની દોલતમાં ડોલતો લોકોને મન હું સુખી છું ? સુખી ? અરે ખુદા એવું સુખ સ્વપ્ને પણ કોઇની સરજતમાં ના હોતું. (કાશમ આવેછે.)

**કાશમ**—(દાખલ થઈ) મારા સમ, શેઠ માફ કરજો જરા મોરૂં થયું.

**રૂસ્તમ**—દુર થા ઓ નાપાક તારી કાલી સુરત મને ના દેખાર.

**કાશમ**—મારા સમ, શેઠ સારી કાની તો છેવની ?

**રૂસ્તમ**—કાશમ, માફ કર, મારો પીછો છોર, શું તારૂં અંતઃકરણ તુંને ડંખતું નથી ?

**કાશમ**—મારા સમ, તમોને હું શું કહું જ્યારે મને તે બનાવ યાદ આવેછે ત્યારે તો મારા હોશ કાંશ ઉડીજ જાયછે. જે વખતે આપરે સોરાબ અને દોલાને ઝેર ભેળેલા કબાબ આપી મારી નાંખ્યા અને રાતનાં તે લોકનાં ડોકાં છુટા કરી બારી નાંખ્યા તે દેખાવ તો મારી આંખ આગળથી ખશતો નથી. જયારે યાદ આવેછે, ત્યારે બાટલી એક દારૂ પી જાઉંછું. રૂસ્તમ શેઠ આપરો કયાં થાગ લાગશે ?

**રૂસ્તમ**—દોજખના ઉંડા ગારમાં વરી કહાં ?

**કાશમ**—મારા સમ, નહિ તમો ભુલોચ આપરે વાસ્તે તો ખાશ દોજખ બાંધવું પરશે. નહિ તો દોજખીઓ આપરાથી બગડી જાય તેથી જુદાં કુશાદે દોજખખાનામાં આપુંને લઇ જશે.

**રૂસ્તમ**—લાંબો પતપતારો ના કર.

**કાશમ**—મારા શમ, મને દોરીઆં આપો હું ચાલતો થાઉં.

**રૂસ્તમ**—હઈયાં બેશ, હું જઈને હમણાં લાયો. (રૂસ્તમ જાયછે.)

**કાશમ**—(એકલો) વાહરે દુનિયા ! વાહ ! મારા સમ, રૂસ્તમ શેઠનું અંતઃકરણ હવે ડંખેછે. આપરૂંબી ડંખતો દાખેછે તેથી શું ? હારો ખાવું ? નહિ ! કદી નહિ ! રૂપ્યા સાત હજારમાં આપરૂં કંઈ વળવાનું હતું ? આસ્તે આસ્તે નીચવ્યા કરશું. સામનેથી આયો ફીતુર કરવા માંડું. (રૂસ્તમ આવેછે. કાશમ ફરેબથી) અરે ! પરવરદેગાર ! હવે તો તુંજ મદદ કર ! તે બનાવ યાદ આવેછે ત્યારે તો મારા રૂવે રૂવાં ઉભાં થાયછે, અરે જેહાંગીર શેઠ, માફ કરજો—શોરાબ અને દોલા—તમો પણ મારા પસ્તાવા તરફ નજર કરજો. અરે રૂસ્તમ શેઠ, તમે મને જરા રોકયો હતે તો આજે આય હાલતમાં નહિ હતે. હા ! અફસોસ ! પુરતા પૈશાની સગવડ હતે તો પરદેશમાં એ લોકોને નામની ધરમશાલા બંધાવતે. ગરીબ માણસોને અનાજ પુરો પારતે. પણ અફસોસ ! કે પૈસા નહિ મલે. રૂસ્તમ શેઠ રૂપ્યા આપે તો બધું કરૂં.

**રૂસ્તમ**—કાશમ એ તું શું બકબકારો કરેચ ?

**કાશમ**—મારા સમ, શેઠ એ બકબકારો નથી પસ્તાવો કરૂંચ.

**રૂસ્તમ**—લે આય રૂપ્યા. હજાર હજારની સાત નોટ છે.

**કાશમ**—મારા સમ, મને કંઇ નથી જોઇતું. મારા માંગનારાઓને પૈસા તમો ચુકતે કરી દેજો. હું દશ વરસ જંગલમાં જઈ, ફીરતારની બંદગીમાં મશગુલ રહી મારા પાપનો પશતાવો કરશ.

**રૂસ્તમ**--કાશમ, તારૂં કહેવું રાસ્ત છે. હું બી મારો બાકીનો વખત એમજ ગુજારશ.

**કાશમ**--મારા સમ, શેઠ તમો એક કામ કરો મને રૂપ્યા તીશ એક સુધી આપો હું દરેક ગરીબને ત્યાં ફરીને તેમને મદદ કરતો રહું. આપુને પુન લાગશે. તેમાં પેલા ગુનાહ ઢંકાતાં જશે.

**રૂસ્તમ**--વારૂં. જરૂર તું આવીને લઈ જજે. હવે રાત પરવા આવીછે. બાર વાગા, હવે જઈને સુઈ જાવું. કાશમ કાલે જરૂર આવજે ચાલ હું જાઉંચ. (રૂસ્તમ જાયછે.)

**કાશમ**—(એકલો) મારા સમ, હા ! હા ! હા ! રૂપ્યા તીશને આય સાત એટલે સારતીશ હજારના માલેક, કાલને કાલ આવી રૂપ્યા લેવા પરશે, નહિ તો ફરકી જશે, ગમે તે કરો છે તો ભોલો. બનાવીએચ તેમ બનેચ ખરો. ચાલો હવે આપરે આપરા ઢંઢાપર જઇએ. તેમાં શું પરવરદેગાર યારી આપેચ? રૂપ્યા સાત હજારના સતાવીશ બનાવવા, અરે નહિ તો કાલે તીશ હજાર તો આવવાનાજ. શુકર પાક પરવરના કે હાથમાં જરા પૈસાની તંગી થાયછે તો તરત કઈ રસ્તો સુજ પારે છે.

(કાશમ જાયછે. રૂસ્તમ આવેછે.)

**રૂસ્તમ**--(દાખલ થઇ) બેકરાર દીલ ! આજે તું કયા તુફાની દરીઆવમાં ડુબનાર છે? ઉંઘ ! મીઠી ઉંઘ ! તુંને કયા દુસ્મને મારીપાસેથી લુટી લીધી છે? નજદીક અરધી રાત ગુજરી પણ હજુ ખાબની અસર મારીપર થતી નથી. અરે ! કયાંથી ઉંઘ આવે ? એક ખુનીને ઉંઘ કયાંથી હોય? ચુપ ! ચુપ ! અયે બેલગામ જબાન ચુપ ! જબાન તો કાબુમાં રહી શકેચ પણ અંતકરણ કાબુમાં નથી તેનું કેમ?

(રૂસ્તમ નજર ફેરવેચ જહાંગીરનું રૂહ નજર પરેચ.)

**રૂસ્તમ**—ઓહ! પરવર! એ હું શું જોઉંચ? શેઠ જેહાંગીરનું રૂહ! અરે! કોઇ બચાવ. અરે માપ્ર કરો મારો ગુનાહ. મેં નહિં, કાશમે. હું શરમંદગી સાથે કબુલ કરૂં છું કે એ માહરા ગુનાહ માફ નહિ થઈ શકે એવાં છે. ઓ રહેમ દીલ શેઠ હવે હું તારી હજુર માહારા બંને હાથ જોડી એટલુંજ માંગી લઉંછુ કે તું મારી પર દયા કર, દયા કર, દયા કર. ઓ રહેમના ખાવીંદ! દયાના દાતાર! તું મુજ બંદાની કાકલુદી ઉપર નજર કર. મારા ગુનાહ માપ્ર કર. ઓહ બશ બશ જેહાંગીર શેઠ કંઇ તો બોલો. અરે કંઇજ નહિ. અરે કોઇ મને પકરો.

(રૂસ્તમ જમીનપર પતકાય છે, રૂહ ગેબ થાયછે.)

,, (ઉઠીને) અરે કાશમ નાગને મારી નાંખ, ઓ આયો, નહિં હું નહિ. તું એકલો જા. અરે મને ના મારો. મારી પર આજાબ ના ગુજારો. ખુન? કોણનું? પચાસ લાખ રૂપીઆ, દુર નાપાક કાશમ. આવ આવ મને ભેટ. કોણ? સોહરાબ? નહિ તારૂં નામ તો દીનશાહ. દોલો કહાં છે? અરે એનું ધડ કહાં છે? મારા હાથમાં? નહિ. કાશમ દારૂ આપ. મરી ગીયા કે? હા. કામ પાર. ઓહ આય કોણ? અરે પેલા બિચારા કોઇ મરદને દેવો શું કામ હેરાન કરતા હોશે? અરે તેનાપર કેવું ધાતકીપણું ગુજરે છે? એ ડરામણો દેખાવ મને જોવો નથી. આ દેખાવ દોજખનો છે. અરે ઓ પલીદો! ઓ શહેતાનો! માફ કરો. મારા પાપી કરમોની હું વાજબી સજા પામી ચુકો છું. અરે ખમાતું નથી. ફાંશી દેવો. કાશમને બાંધો. એના ભાગીદાર રૂસ્તમને પકરો. હા આયો. કહાં? દોજખમાં? ચાલો આયો.

(રૂસ્તમ જાય છે. મંચી આવે છે.)

**મંચી**—(દાખલ) અફસોસ! રૂસ્તમને એકાએક શું થયું? દીવાનગી લાગુ પરવાનું કારણ શું મલ્યું? હોશે, ફીરોજના બહારગામ જવાનો ગમ તો નહિ લાગુ પરીઆ હોય? હા રૂસ્તમ મને જો દયાની લાગણી લાગતી હોય તો ફકત તારી તરફજ છે. તારા દીકરાના લોહીનો તરસ્યો છું. પણ તારી તરફ અજબ લાગણીથી મારૂં દીલ ખેંચાયચ. આજે ફીરોજ આવનાર છે. રખે મહેલ્લી અને ફીરોજ એકમેકમાં વાત જાહેરમાં લાવી દે. આજે મહેલ્લીને અહીંઆ બોલાવ્યોચ તો ખરો, ઓહ આવી લાગો. (મહેલ્લી આવે છે.)

**મહેલ્લી**—(દાખલ) મંચી આજે ફીરોજ આવનાર છે વાસ્તે તું સ્ટેશન પર જજે. મારાથી બનશે નહિ, કારણ મને રૂસ્તમજી આગલ રહેવુંજ જોઇએ, વારૂં તેં મને બોલાવ્યો તે શું કહેવાનું છે તે કહે.

**મંચી**—કહેવાનું ફક્ત એટલુંજ કે, ફીરોજ આગલ વાત જાહેરમાં લાવવી નહિ.

**મહેલ્લી**–તે વીશે તું બે ફીકર રહે, એક શખુન પણ મારી જબાનમાંથી નીકલનાર નથી.

**મંચી**--મહેલ્લી બીચારી દીનાને તો ભુલીજ ગીયો કે? અરે ખોદા મારૂ શું ભલું થશે?

**મહેલ્લી**—ભુલી કેમ જાવું? એની મહોબતના જાલામાં જકરઈ ગીયોછું. હું દેવાનો થયલો આશક છું. ઓ દીના! તું ચેરાગ તો હું પરવાનો છું. અગર હું તારા ગમમાં મરી જવશ તો આખરે તારી ગરદન ઉપર મારૂં ખુન પરશે અને તેથી કરી હું કયામતને દહાડે તારી દામન પકડશ. ઓ વહાલી દીના! હું કદી બેવફા થનાર નથી. અરે! જ્યારે તું ફીરોજ સાથે કોલથી બંધઇ ચુકી હતી, ત્યારે શાવારતે મને મહોબતની જંજીરમાં જીકરયો? હા આજ લગભગ કેટલાંક દિવસો વીટી ગયાં પણ તારી મુલાકાત લીધી નથી. તારી જુદાઇ મારાથી ખમાતી નથી.

**મંચી**--ત્યારે વહાલા મહેલ્લી તુંને મારી શલાહ છે કે તું લગનથી જોડાઈ જા.

**મહેલ્લી**—તેમ થઈ શકનાર નથી. કારણ ફીરોજ પછી શું વિચારશે?

**મંચી**—હા! એ વાત ખરી. ફીરોજ હજી એને દીલોજાનથી ચહાયછે ને એ એટલુંજ બોલી ગયો હતો કે મહેલ્લીને ત્યાં જવા દેતો ના.

**મહેલ્લી**—અરે! પહેલેથી ખબર હતે તો કદી એવું નીચ પગલું ભરતે નહિ. અરે! મંચી પહેલેથી મને કાંય નહિ રોકયો?

**મંચી**--રોકવાનો તો ઘણોજ વિચાર કરતો હતો પણ તું માને યા નહિ માને ને પછી તુંજ પછવારેથી બોલે કે મંચીથી દેખઇ શકાતું નથી તેથી અખારાજ કીધા.

**મહેલ્લી**—પણ મંચી મેં તો કોઇબી દહારો ફીરોજને દીના સાથે જોયો નથી.

**મંચી**—અરે તારી ભુલ છે તેં નથી જોયો તેથી શું થયું? હું તો કહુંચ કે એ છોકરી સાથ તમારા બેઉનું નહિ થાય તો સારૂં.
**મહેલ્લી**—તેનો સબબ?
**મંચી**—શબબ એજ કે છોકરી સારી ચાલની નથી. તારી ખાતરી કરવા કોઇ દહારો હું તુંને નજરે નજર દેખરાવશ.
**મહેલ્લી**—જો હું મારી નજરે જોઉં તો કદીબી તેનું નહેસ્ત નામે જબાનપર નહિ લાવું.
**મંચી**—ધીરજ રાખો તક મલવે દેખરાવશ.
**મહેલ્લી**—વારૂં મંચી વાતમાં વખત થઇ ગયો, હું રૂસ્તમજીપાસે જાવુંચ. તું સ્ટેશનપર ફીરોજને લેવા જવાને ચુકનોના શાહેબજી.
(મહેલ્લી જાયછે. સાંમેથી કાસમ આવી ભરાય છે.)
**મંચી**—અહા! જો એના જેવા વહેમી વશતા હોય તો મારા જેવાની પછી દાદ લાગે ખરી. હા, અગર તું એની સાથે લગનથી જોરાવાબી પામશે પણ તારૂં ખુન કરવાનેબી ચુકશ નહિ.
(કાશમ ભરાયલો બહાર આવેછે.)
**કાશમ**—(બહાર આવી) કેમ શેઠ? મારા સમ, કોણનું ખુન કરવા તૈયાર થયાચ?
**મંચી**—ખુન ન ન નહિ. હું મારૂંજ ખુન કરવાનો છું.
**કાશમ**—મારા સમ, શેઠ ગભરાઇ ના જાવો. તમારા કામમાં હું મદદ કરશ.
**મંચી**—મને મદદ કોઇની જોઇતી નથી.
**કાશમ**—મારા સમ, ત્યારે મારી ફરજ છેકે તેને ચેતાવું.
**મંચી**—કોણને? પણ તું વરી કહેછે મદદ કરશ તે આય જાતની મદદ કે?
**કાશમ**—મારા સમ, શેઠ મારા, પૈસાની કેતી કાશમના હાથમાં આપો ને પછી અજમાવો કે કાશમ કેવી સફાઇથી કાટલાં કારે છે.
**મંચી**—વારૂં જો કામ પરશે તો હું જરૂર તુંને મલશ.
**કાશમ**—મારા સમ, તે તો વાત ખરી પણ હમણાંની વાત જાહેરમાં નહિ આવે તેને વાસ્તે—
**મંચી**—તેને વાસ્તે શું?
**કાશમ**—મારા સમ, પૈસા.
**મંચી**—હાલમાં મારી પાસે થોરાજ છે, તે લે બીજી વખતે તું મને મલજે.

**કાશમ**—મારા સમ, બીજી વખતે મલવાનું ઠેકાણું કહાં?

**મંચી**—શોરાબ દમણીયાના ઘેરની બાજુના મહેરઅલીનાં બંગલામાં.

**કાશમ**—મારા સમ, વારૂં સાહેબ મુલાકાત લેતો રહેવશ.

( કાશમ જતો જતો ભરાયચ. )

**મંચી**—હવે મારે ઘણીજ સાવચેતીથી કામ લેવું પરશે. વખત થવા આવ્યોછ, ફીરોજને લેવાતો જવુંજ જોઇએ. ઓહ ફીરોજ, તુંને એવો મારા સપાટામાં લાવું કે તુંબી જેયાજ કરે અને જો દીના મારી મહોબત ના કબુલ કરશે તો મહેલ્લીનું ખુન થવાને વીલંબ લાગશે નહિ.

(મંચી જાયછે. કાશમ બહાર આવે છે.)

**કાશમ**—(બહાર આવી) ઓત તારી. મારા સમ, હું જાણું કે હુંજ ખુની હોવશ પણ આબરૂવાલાઓબી ખુની હોયચ ખરા! એટલો તો દીલાશો ઠીક છે. હવે આપરે શેઠ રૂસ્તમ પાસેથી ખુરદો કરાવી ચાલતા થઇએ ને પછી શોરાબ દમણીયાની બાજુના બંગલામાં જઇએ.

( રૂસ્તમ આવે છે ને કાશમ છુપાય છે. )

**રૂસ્તમ**—(દાખલ થઈ) કાશમ લાશને બારી નાંખ. નહિ, નહિ, દાટી નાંખ. હવે જલદી કર, જેહાંગીર શેઠનું ખુન બાકી રહયુંચ. ચાલ લાવ દારૂ લાવ? ફીરોજને મારીનાંખું? નહિ, હમણાં નહિ.

**કાશમ**—(નીકલી આવી) મારા સમ, રૂસ્તમ શેઠ આજે એ શું ઘેલાં કાહારોચ? (ફીરોજ તથા મંચી દાખલ થાયછે.)

**રૂસ્તમ**—કોણનો અવાજ? મારા વહલા કાશમનો? આવ, આવ, મને ભેટ. તુંજ કાશમ કે? નહિ, નહિ, તું તો ખુની છે, તારા હાથપર લોહી છે.

**કાશમ**—(સ્વગત) મારા સમ, બાપ મારા આય શું ઘોંટાલો! અરરર! ફાંસી જવાનો વખત આયોચ કે કેમ?

**મંચી**—(સ્વગત) અરરર! આય તો પેલોજ મને મલ્યો તો તેજ.

**ફીરોજ**—બાવાજી, જરા તો મારી સાથે વાત કરો. તમારા દીકરાને તમો ભુલી ગીયા કે?

**રૂસ્તમ**—નહિ, તારો બાપ હું નથી. કાશમને પુછ તારા બાપનું ખુન થયુંચ.

**કાશમ**—(સ્વગત) મારા સમ, બચ્ચા કાશમ થાર મુવો.

**ફીરોજ**—અરે બાવા તમો તો જીવતા છેવો. કોણે ખુન કીધું ?

**કાસમ**—મારા સમ, નાલ્લા શેઠ, તમો જરા મુગા રહેવો. દવા દારૂ જરા પાવો.

**રૂસ્તમ**—કાશમ પેલો નાગ મારી સામે આયોચ. અરે મને ડંખેચ. મને નહિ, કાશમને ડંખ. હા ! તેંજ મારા શેઠને ડંખીને જાન લીધો ? નહિ, નહિ, તેં નહિ. મારા શેઠનો જાનતો મેં અને કાશમે લીધો.

**કાશમ**—(સ્વગત) મારા સમ, મારીઆ ઠાર.

**રૂસ્તમ**—કેમ મુગો ઉભોચ? ઝેર ભેલેલા કવાબ આપરી આગલ ના મુકતો. સારાબ અને દોલા આગલ મુક. અરે જાન જાયચ. કાશમ મરી ગીયા કે? હા, કામ પાર, ચાલ દારૂ લાવ. નહિ, નહિ, હું નહિ આવું, કાશમને લઇ જા. ફીરોજને મારી નજર આગલથી દુર કર. નકરો જાણે બાપ. અરે મને માફ કર. કાશમ તેં મને ઉશકેરીયો. નહિ, નહિ, દુર. એ નાપાક, તુંજ નાગ લાયો. મારો; ફાંસી દેવો; અરે જેહાંગીર શેઠ મને માફ કરો. નહિ કરશો માફ ? (મહેલ્લી દાખલ થાય છે.)

**ફીરોજ**—બાવાજી જરા શાંત થાવો. હું હમણા તમારીપર ઉપાયો અજમાવુંચ. મહેલ્લી જાતો મારા ફ્રેન્ડ દોકતર જાલને લઇ આવ.

**મહેલ્લી**—વારૂંજી. ( મહેલ્લી જાયછે. )

**કાશમ**—મારા સમ, નાલ્લા શેઠ, તમો એવણને થોરા દિવસ બહારગામ લઇ જાવો.

**રૂસ્તમ**—હા ! મને શીકનદરાબાદ લઇ જાવો. જેહાંગીર શેઠને મલીને આવું. જેહાંગીર શેઠનું તો ખુન થયું. નહિ, ત્યાં નહિં જાવું. હૈદરાબાદ જવશ? અરે ! ત્યાંપણ શેરાબનું ને દોલાનું ખુન થયુંચ. કાશમ ! ખાલી હાથે આવ્યો, ખાલી લઈ જશે, નેકી કર કે ત્યાંબી તે સાથે થશે. કાશમ, તારા કામો સિવાય તારી સાથે કોઈ ચીજ આવવાની નથી. દુનીઆ એ પલકનોજ બજાર છે, ત્યાંનાં જરો માલપર થોરોજ પ્યાર કર. અરે ગુમાની ! તારૂં ગુમાન છોરી દે. કારણ, કોઇની નીશાન અમર રહી નથી, ગુલાબની મીસાલ તારો જાન એક દીવશ કરમાઇ જશે, અને જો તેં કીરતારને ભજીઓ નહિ હશે તો તે કીરતારની હજુરમાં તું શું નાકે જશે? માટે હજુરબી પાછલ નજર કરીને જો કે તેં

શું શું કીધુંચ? અને તેની હજુરમાં જવા અગાઉ હિસાબ તું બરાબર તપાશ.

જરો માલ મીલકત કરે ત્યાં ન કામ,
બદીતો ગણાશે બધી ત્યાં હરામ.
ફકત તોલશે માત્ર ત્યાં તો સવાબ,
જગત બાપને શો દેશે જવાબ?

ત્યારે કાશમ! જે કાંઇ તારે કરવાનું છે તે એજ કે આ ફાની દુન્યાના ચંદરોજના સુખને ખાતર તારે પરલોકના અનંત સુખનો ત્યાગ નહિ કરવો.

**મંચી**—ફીરોજ! ફીરોજ! હુશીયારીમાં આવેચ? કેવું સરસ બોલી ગયા? ખોદા કરશે તો એક બે દીવશમાં વેલ થઇ જશે.

**ફીરોજ**—નહિ, દોસ્ત, દીવાનગીમાં કોઇ કોઇ વખત એવું બોલાયચ કે ભલા ભલા શાયરો મહાત થઇ જાયચ.

**રૂસ્તમ**—કાશમ, મેં તુંને ખુન કરવાના રૂપ્યા પચીશ હજાર આપ્યા તેનું તેં શું કીધું?

**કાશમ**—(સ્વગત) મારા સમ, આય પીરામાં હું કહા પરીઓ?

**રૂસ્તમ**—મંચી આવ, મને ભેટ. તુંજ મારૂં ફરજંદ. તુંજ મારો વારેસ. ફીરોજને મારી આગલથી દુર કર. નહિ! નહિ! એના બાપનું મેં ખુંન કીધુંચ, રહેવા દેવો એનો હક મને આપવા દેવો.

**ફીરોજ**—બાવા જરા તો શાંત થાવો. મને હક જોઇતો નથી. તમારી શલામતી છે તો હું મારા મનથી લખ્ખોની દોલત સમજુંચ.

**મંચી**—(સ્વગત) હા! અફસોસ! દીલમાં એવી લાગણી ઉશકેરાયચ કે જો રૂસ્તમને મારા બદનના લોહીથી કરાર થતો હોય તો અબધરી મારૂં લોહી આપવાને તૈયાર છું.

**રૂસ્તમ**—કેવો ભલો! કેવો નેક! અરે મને મારી નાંખો. એવા ભલા શેઠ તરફ કેવી મેં બેઇમાની કીધી? કાશમની જીવતાં જીવત ચામરી ઉતારો. મને ખીલા થોકેલાં પીપમાં ગબરાવશો તોબી થોરી સજા છે.

**ફીરોજ**—મંચી જરા સાથે હાથ લાગ એવણુને અંદર લઇ જઇને દવાનો ડોઝ આપી સુવરાવી દઇએ.

**રૂસ્તમ**—હા, લઇ જાવો. ફાંસીએ લઇ જાવો, કે હમેશનો સુઇ રહેવું.

(સઘલાં જાયછે.)

# પરદો ૭ મો.

(દીનાનું ઘેર—દીના આવે છે.)

**દીના**—આજ કેટલાક દિવસો થયાં મારો વહાલો મહેલ્લી મારી મુલાકાતે આવતો નથી. તેનો શું સબબ હોશે? આજે હું આય બાગમાં ખાસ મારા મહેલ્લીને ખાતર આવીચ. હઈયાં રોજ મારો મહેલ્લી આવેચ. અરે! સામેથી એજ આવેચ.

(છુપાય છે, મહેલ્લી આવે છે.)

**મહેલ્લી**—અફસોસ! હજાર અફસોસ! શીરોજનું મને કંઈ સમજ પરતું નથી. એ મારી સાથે એમ કાંય વરતતો હોશે? અરે આય કોણ? દીના?

**દીના**—જી હા, કેમ, તબીયત તો ઠીક છેની?

**મહેલ્લી**—જેમ તું જોયચ તેમ છે.

**દીના**—દુનિયાની શું ખબર છે? જરા કહો તો ખરા? મીજાજ કેમ છે; જરા જબાનમાંથી વહાલા કહો તો ખરા?

**મહેલ્લી**—એ લોક બેવફા કેમ થઇ ગયું? જરા કહો તો ખરી? જમાનો કેમ ઉલટાઈ ગયો? જરા કહો તો ખરી?

**દીના**—અરે એ તો હું ત્યારની પુછવા માંગુંચ, બેવફાઇનો સબબ શું છે?

**મહેલ્લી**—મને માલમ નથી કે દગાબાજ ઓરતોની મતલબ શું છે?

**દીના**—ઔરત દગાબાજ?

**મહેલ્લી**—દગાબાજ—મક્કાર—જફાકાર.

**દીના**—ફરીથી ફરમાવો?

**મહેલ્લી**—જાસતી ના શરમાવો.

**દીના**—વહાલા હું એવી છું?

**મહેલ્લી**—કોઈ હશે એવી તેવી.

**દીના**—અફસોસ! તમારી તબીયત એટલી જલદી કેમ બદલાઇ ગઇ? ચહાવાવાલાનો કેમ ભરોસો કરીએ? ખરૂં છે-દુનિયામાં કોઈનું કોઈ થતું નથી.

**મહેલ્લી**—અહાહા! દીલ કોઇને ના આપતી કે જમાનામાં કોઈનું કોઇ થતું નથી.

**દીના**—અહા ! કેવું મારૂં તકદીર છે? તમારો મીજાજ પણ બગરી ગીયોચ.

**મહેલ્લી**—હા, ખરૂં છે, બગરી ગીયોજ મારો મીજાજ! શું ફીતુર કરવાનો ઓરતનો છે રીવાજ?

**દીના**—મેં તમારી સાથે શું બુરાઇ કીધી? મેં તો મારોજાન તમારી-પર ફીદા કીધોચ.

**મહેલ્લી**—શરત કીધી જેની સાથે બાવફાઇની, તેનેજ અનજાનમાં નજર રાખી બુરાઇની, હવે વધારે ના કરો કોશીશ સફાઇની, જોઇ લીધી શાંન ઓરતે આસનાઇની.

**દીના**—ઓ બંદે નાકદર. હું તમારીપર મરૂં ને મને સતાવો એ વાજબી નહિ.

**મહેલ્લી**—બસ, બંધ કર તારી જબાન, ઓરત એક બેવફાઇની પુતલીછે.

**દીના**—વહાલા મારી કસુર ?

**મહેલ્લી**—બસ થા મુજથી દુર.

**દીના**—તમો કેટલા સંગદીલ-જફાદાર છેવો? બેવફા દુનિયામાં કોણનો ભરોસો કરીએ ?

**મહેલ્લી**—ખરૂં છે કોઇનો ભરૂસો કરતી ના.

**દીના**—પ્યારા મહેલ્લી! એ શું હાલ છે? કોણની તરફ ખ્યાલ છે?

**મહેલ્લી**—શું મને કહેચ? શું કહેવા માંગેચ?

**દીના**—હઇયાં તો મોનું ફેરવી જો મારા નવજવાન આશક?

**મહેલ્લી**—મારો આશક કોઇ નથી, હું પોતે નાતવાન આશક. હું શું જાનું કહાં માશુક છે ને કહા આશક?

**દીના**—શું ત્યારે તમારો પ્યાર મારીપરથી જતો રહ્યો?

**મહેલ્લી**—શું કહું દીલથી મહોબતની મજાહ જતી રહી? એવું કંઇ થયું કે મારી શુદ્ધી જતી રહી?

**દીના**—હા! આજે મારી ખાતરી થઇ કે, તમો મારો ખ્યાલ રાખતાજ નથી.

**મહેલ્લી**—હા! મારી પણ ખાતરી થઇ કે મહોબત કોઇ ચીજ નથી. તેથી તારો પ્યાર મને હરગીજ પસંદ નથી.

**દીના**—વહાલા એવી તો મારાથી શું કસુર થઇચ કે તમુંને મારો પ્યાર પસંદ નથી?

**મહેલ્લી**—વખત આવવે જણાશે ખોદા તમારો નેહેગેબાન.

(મહેલ્લી જાયછે.)

**દીના**—(એકલી) આહ! એ બેકદર, સંગદીલ, મહેલ્લી! કેવા કડવા શબ્દોનાં તેજ તીરથી આ નાજુક જીગરને જખમી કીધુંચ? પણ યાદ રાખજે કે આખેરશ પશ્ચાતાપનો બુરો મરજ તુંને જીંદગી સુધી હલાક કરશે. હાલ તો છેલ્લી શલામ, તુંને છેલ્લી શલામ. આ શું અજાયબ ફેરફાર? થોડા દિવસની આગમજ મોહબતની ખુશ ગોફતેગોને દરમ્યાન આ બાગ કેવો રમણ્ય લાગતો હતો? પણ, હાલ તે કેવો વેરાન જંગલ જેવો દીસેચ? અહા! તમામ સુખ નજર આગલથી ગુમ થયુંચ! અય પરવર! શું આવી રીતે દુખમાંજ જીંદગી ગુજારવા તેં મને જન્મ આપ્યોચ?

(મંચી આવેચ, દીના બાજુ થાયચ.)

**મંચી**—(દાખલ) અફસોસ! હજાર અફસોસ! દોસ્તોનો કેમ ભરોશો કરીએ? મહેલ્લી, મહેલ્લી, એક વફાદાર ઓરત તરફ કેટલી બે પરવાઇ? અગર તારૂં દીલ બીજી ઓરત તરફ છે, તો પહેલેથી એ નેક ઓરત સાથે વચનથી બંધાવું નહિ હતું. મહેલ્લી આવે તો હજી બી તેનો વિચાર ફેરવું. (દીના બહાર આવેચ.)

**દીના**—(બહાર આવીને) ભાઇ મંચી તું શું બોલ્યો?

**મંચી**—અરે કંઈ નહી રે તમો કયારના હઈયાં છેવો?

**દીના**—મેં તમારૂં બોલેલું બધું સમજ્યુંચ?

**મંચી**—અફસોસ!

રોકવી છે દુનિયા બેઢંગ બેઇતબાર,
જાલમ જમાનો છે બહુ જફાકાર;
નિરદોશપર પરેચ સેતમને ગજબ,
દોરંગી રૂનિયાનો દોર છે અજબ.
સદા સહેચ દુખ નેક નર ને નાર,
તકદીરમાં લખ્યું નહિ મીટતું જીનહાર.

બહેન ધીરજ ધર હું તેને સમજાવશ તેનું ફેરવાયલું ધ્યાન ઠેકાણે લાવશ.

**દીના**—ધીરજ સિવાય બીજો કોઇ ચારો નથી.

**મંચી**—અરે! બેવફા મહેલ્લી! તુંને એ શું સુઝયું? એવી એક નેકજાદ ઓરતપર બુરો બટટો મેલતાં તુંને કેમ નહિ આનાકાની થઇ?

**દીના**—મારો મહેલ્લી, મારી પર શું બુરો બટટો મેલેચ?

**મંચી**—મને માફ કરો મારી જબાનને નાપાક ના બનાવો તે પોતે પસ્તાશે.

**દીના**—એક ભાઇ તરીકે તમારી ફરજ છે કે મારી આગલ તેનો ખુલાશો કરો.

**મંચી**—ખુલાશો તો કરવાને રાજી છું, પણ મહેલ્લીએ મારા સિવાય કોઇને જણાવ્યું નથી, અને હું તમુંને જણાવું, અને તમો તેની આગલ જઇને કહી દેવો તો પછી મારે વાસ્તે શું વિચારે? તે કરતાં બહેતર એજ કે અંધારામાં રહેલું સારૂં.

**દીના**—તે વીશે તમો જરાબી તમારા દિલમાં ખતરો રાખતા ના. મારી જબાનમાંથી એક શબ્દ પણ નીકલશે નહિ.

**મંચી**—ત્યારે સાંભલો, મહેલ્લીને એમ વહેમ છે કે તમો ફીરોજ સાથે કાગલ પત્રનો વહેવાર રાખોચ, અને તમો છુપા નાશી જવાના છો.

**દીના**—ઓ ખુદા! એ હું શું સાંભલુંચ? મારા કાન કેમ ફુટી જતા નથી!

**મંચી**—બહેન, તે કીરતારપર ભરોસો રાખો. મહેલ્લી, મહેલ્લી, અગર આય ઠેકાણે કોઇ બીજી ઓરત હોય તો તારીપર કીનો લેયા વગર રહે નહિ. અને તારી ધારેલી પેલી ઓરતનું પણ સત્યાનાશ કરીઆ વગર નિરાંતે બેસે નહિ.

**દીના**—તમો કઇ ઓરત વિશે ઈશારો કરોચ?

**મંચી**—હાલમાં મહેલ્લી જેના પ્યારમાં છે તે ઓરત વિશે.

**દીના**—ત્યારે શું મહેલ્લી મને બેવફા થયો?

**મંચી**—ખચીતજ. તેમાં શક શું?

**દીના**—તે ઓરતનું નામ નિશાન મને જણાવશો?

**મંચી**—નામ તો જણાવી શકતો નથી. પણ જે વ્હારે મહેલ્લી ધન સાથે—અરરર! મારૂં દીલ કેટલું ભોલું છે કે નામ પણ બોલઈ ગીયું.

**દીના**—તેની તમો ચિંતા ના કરો. તમારૂં નામ જાહેરમાં લાવશ નહિ.

**મંચી**—જ્યારે તે ઓરત સાથે બહાર ફરવા જશે ત્યારે હું આવીને તમુને, નજરો નજર દેખરાવશ. પણ ધ્યાન રાખજો. મારૂં નામ જબાનપર ના લાવતાં.

**દીના**—ભાઇ તમારો મારીપર બેહદ ઉપકાર થશે. હું મારી નજરે જોવશ તો પછી કદીબી એવા બેવફા મરદનું નામ જબાન-પર લેવશ નહિ.

**મંચી**--નહિ, તેમ કરશો નહિ, તમો નજરે જોવો તો પણ અખારા કરજો. અને કશું જાણુતા નહિ હોવો તેમજ વરતજો.

**દીના**--જયારે તમારી એવીજ મરજી છે તો હું તમારા કહેવા પ્રમાણે ચાલશ. પણ મને નજરોનજર દેખરાવાને ચુકશો નહિ.

**મંચી**--અરે તે તો દેખરાવાને શું વખત લાગશે. વારૂં, હું રજા ચ-હાઉંચ.

**દીના**--આવજોજી. (મંચી જાયછે.)

**દીના**—(એકલી) અફસોસ! વહાલા મહેલ્લી! મેં જે મારો પ્યાર તારી પર બાંધીઓ તેનો બદલો આવો મલ્યો. મારી સઘળી આશા-ઓના આકાશને ઢાંકી સીહા કીધું. મારી ઉછરતી ઉમેદને કચરી ચુરેચુરો કીધો. હા, પણ ફકર નહિ, કીરતાર પોતાનું કામ વખતસર કર્યો જશે. હા! મહેલ્લી! તું મને બેવફા થયો? નહિ, નહિ, કેમ માનું? હજી મારૂં દીલ માનતું નથી પરવરદેગાર મારી સાચ્ચી મહોબત કાયમ રાખજે. (દીના જાયછે.)

---

# પરદો ૮ મો.

(બમનશાહનું ઘર. ગુલાં દાખલ થાયછે.)

**ગુલ**—જેનાં જીગરમાં કાંઇપણ ઘા લાગો ન હોય તે સદા નજીવા જખમોને હસી કહાડેચ. તે કીરતારે મને જોવાને આંખ, સાંભળવાને કાન, અને વીચારવાને મન શકતી બક્ષશેલી છે. અને જો કમનશીબે તે બક્ષેસ પણ મારી સાથે દગો રમે તોપણ ફીરોજ, ઓ વ્હાલા, સોહામણા, ફીરોજ તારી યાદ આ મીટીના મગજમાંથી હું કદી ખીસાડનાર નથી. જયારથી મેં ફીરોજને જોયોચ ત્યારથી હું કયાં ચાલુંચ તે જાનતી નથી, કોન સાથે વાત કરૂંચ તે મને ખબર નથી, અને કઇ ચીજોને જોઉંચ તે મને માલમ નથી.

(બમનશાહ આવેછે.)

**બમનશાહ**—(દાખલ થઈ) દીકરી, આજ કેટલા કેટલા દિવસો થયાં એમ ઉદાશ શાની ફરીઆ કરેચ? કહ તારા દીલનો ભેદ જણાય?

**ગુલ**—મારા દિલનો ભેદ જાણી તમો શું કરશો? મારા દિલનો ભેદ તમારી આગળ ખોલું? કેવી રીતે બોલું તે મને સમજ પડતી નથી.

**બમનશાહ**—દીકરી! એ શું ઘેલાં ચેરાં કારેચ? મારી આગળ ખુલાસાથી કહે તો તેનો ઉપાય થાય.

**ગુલ**—ઉપાય? ઉપાય તમારા હાથમાં નથી. એ મારા દુખનો ઉપાય કરનાર બીજોજ માણુસ છે.

**બમનશાહ**—હા હું સમજ્યો ત્યારે શું તારો વિચાર છે?

**ગુલ**—વિચાર શાનો પુછવાનો હોય ફીરોજ સાથે—

**બમનશાહ**—ચુપ, હું તારૂં કાંઈપણ સાંભળવાનો નથી. તું યાદ રાખ કે તારી નેમમાં તું કદી ફાવવાની નથી. હું તો તને જાલ સાથેજ પરણાવાનો.

**ગુલ**—બાવાજી, એ કદી બનશે નહિ. ફીરોજે મારૂં દીલ જીતી લઇ આએ જીગરની અંદર મોહોબતનું બળતું સલગાવ્યું, ત્યારે તે હું કેમ ભુજાવી શકું? ગમે એટલું દુઃખ મારીપર કાંય નહિ પરે? ગમે એવા સંકટો કાંય નહિ આવે? ગમે એવા રંજોથી કાંય નહિ રીબું? તોબી ફીરોજની મહોબત ભુલનાર નથી.

**બમનશાહ**—ઓ નાદાન દુકતી ત્યારે શું મારાથી તું નાફરમાન થાયચ? શું મારા હોકમ વગર બેગાના મરદ સાથ મહોબતમા પડશે? મારી જઇફીના વખતમાં મને ગમગીનીમાં ગીરફતાર કરશે? બહેતર થતે કે ઓ કમબખત! તું જન્મતાને વારજ મરણ પામી હતે.

**ગુલ**—બાવાજી, મારી છાતીના પીંજરામાં ફીરોજના પ્યારે ઘેર કીધુંચ. ત્યારે એ પીંજરામાં બીજાને કેમ જગા આપું? ઓ! બહેતર કે તેમ બનવા આગમજ તે પીંજરૂં ભાંગી ચુરેચુરો થઇ જાય. ફીરોજ! ફીરોજ! તારી મહોબતનું મધ ચખાડવા આગમજ તેં મને આ કેવો જબરો ડંખ માર્યો?

**બમનશાહ**—ત્યારે શું તું જાલ સાથે પરણવાની નથી?

**ગુલ**—નહિ, બાવાજી.

**બમનશાહ**—જ્યારે માય બાપો પોતાના ફરજંદોને રંજ અને મહેનત ખેંચા, પૈસાની તેમજ કાયાની ખુવારી કરી, પાલીપોશી

મોહટાં કરે, તેનો સઘલાનો ગુણ તું આવી રીતે આપેચ? ઓ પરવરદેગાર! તું મારી ઉપર દયાની નજરે જો, અને આ જફારીથી જુકતાં જીગરપર તારી રહેમ ભરેલી ચશમો ફેરવ. ઓ નાદાન બેટી! તારા બાપની ગોદમાંથી ચાલી જઈ ફીરોજની ગોદમાં રહે. ગુલ, સોહામણી, સુંદર, પણ બેવફા! ગુલ, તારી બરફ જેવી સફેદ ચામડીએ તોફાની સાગરનો કાલાશ કાંય નહિ પકરીઓ? ઓ ગુલ! તું જન્મથીજ બેદોલ કાંય નહિ જન્મી? ઓ ગુલ! જે પ્યારથી હું તુને ચાહતો હતો તેવા પ્યારથી તારો બાપ પણ નહિ ચહાતે. પણ, હવે તારા પાપોની સજા તરીકે મારા મગજમાંથી મેં તારૂં નામ સદાનું નાબુદ કીધુંચ. અને મારો સઘળો પ્યાર મેં હવામાં ઉરાડી નાંખ્યોચ. અગર દોજખના દેવો અને પલીદોના હાથ તને તું સપડાય, અગર ભયભીત કાવતરાંનો તું ભોગ થાય તો પણ. યાદ રાખ કે કદીબી તારો બાપ તારી મદદે આવનાર નથી.

**ગુલ**—બાવાજી, મારા તકદીરમાં જે લખ્યું હોશે, તે બનશે. અગર ખોદા મહેરબાન હોશે તો ગમે એવા ભયભીત કાવતરાંનો ભોગ બી થઇ પરી હોવશ તો તેમાંથી મને બચાવી લેશે.

**બમનશાહ**—હું તારો લાંબો પતપતારો સમજવા માંગતો નથી. જા, તારા તકદીરના ભરોશે રહી હારમાર થઇને મરજે. હજીબી માન, ના થા નાદાન, અને જાલ સાથ પરણવાને કબુલ થા.

**ગુલ**—બાવાજી, હવે જણાવવાનું એટલુંજ રહીઉંચ કે એક હાથમાં કાતેલ ઝેરનો પ્યાલો આપો, અને બીજા હાથમાં જાલ વીશેનું સાદીનું લખત ધરો તો બહેતર કે, હું ઝેરને ગનીમત જાણુશ.

**બમનશાહ**—નાપાક બેટી! મારો બોલ તુંને અમલમાં લાવવોજ પરશે. હું તને લગન કરવાની ફરજ પારશ.

**ગુલ**—ફરજ પારશ? એવો કોણ મરદ આ દુનિયામાં છે કે જે આ બાબદમાં મને ફરજ પાડે? હવે મારા જીવની દરકાર કરતી નથી તો ફરજની શું દરકાર કરશ? આટલું સમજાવ્યાથી જારે તમે નહિ સમજો ત્યારે હું હિંમતથી જણાવુંચ કે, તમો ખરા જુલમગાર છેવો. એટલુંજ નહિ પણ, તે સાથે તમો કમસમજ છેવો.

**બમનશાહ**—(ગુસ્સામાં) અય નાદાન દુકતી હું કમસમજ ? તારા આ પથ્થરના મગજમાં મગરૂરીનો જે બદધુવો ભરી મુકીઓચ તે મારા જુલમના આતશી સોળાથી ઉરાડી દઇ તુંને ઘડીની વચમાં ઠેકાણે લાઉંચ. ઓ બેવફા ! તારી તરફ આટલી માયા, આટલી જતન, અને જાન ફેસાનીનો આય બદલો ? નીકળ, નીકલ ઓ બદકાર, મારી ચશ્મો આગલથી દુર થા. ઓ ગંધીલી મોનેની પાપી દુકતી આવી ખુબસુરત આકારમાં ખરી શયતાન છે. ઓહ ! આ બદનમાં નાસીપાસીના કાંટા ખુચેચ. મારી રગેરગ અને બાલેબાલ ઉભા થાયચ. ઓ નાદાન તુંને મેં એક ખરૂં ગુલાબનું ફુલ જાણીને ઉછેરી પણ તું જંગલી થુવર જાહેર થઇચ. બસ, મારા મકાનમાંથી આજને આજ દુર થા.

**ગુલ**—બાવાજી, દુર થતી વખતના મારા શખુન સાંભલો. તવંગરો અને ઉમરાવો ખીલેચ અને કરમાયચ. તેઓ એક પલમાં જીવેચ અને એકજ પલમાં મરેચ, પણ નેકી કે જે દુનિયાની જબરજસ્ત દેવાલ છે તે સદાકાલ સુધી મરતી નથી. પણ ગેરઇનસાફી અને બદી જે આકેબત નાશ પામશે તે પાછી ઉગી નીકળવાની નથી. અફસોસ બાવાજી ! તમારી જુદાઇ મારાથી કેમ ખમાશે ? બાવા ? વહાલા બાવા ? હજુરબી કંઇ સમજો અને આ કામથી હાથ ઉઠાવો. હજીબી તમારી ભુલ સુધારવાનો વખત તમારા હાથમાં છે.

**બમનશાહ**—એકદમ તારી જબાનને રોક. તારી જબાનમાંથી નીકલતો એક હરફ પણ સમજવા માંગતો નથી, મારી ચશ્મો આગલથી તારી સીહા સુરત દૂર કર.

(આચકો મારી બમનશા ચાલી જાયછે.)

**ગુલ**—ગીયા ! ચાલી ગીયા ! આટલું સમજાવ્યાં છતાં મને એકલી રવરતી નાંખી ચાલી ગીયા. હવે હું કહાં જાઉં ? કોણુને આશરે રહું ? અય પાલનહાર હવે તો તારી દયા વગર છુટક નથી, તારી દયા જો મારી પર થઇ, તો પછી મને બીજા કોઇની આશા કે ઉમેદ નથી. બીજા બધાં વિનાં આજવેર ચાલ્યું અને હવે પછીબી ચાલશે, પણ, ઓ દાતાર ! તારી મહેર વિના કદી ચાલનાર નથી. મેં હવે મારો તમામ આધાર તારી પર રાખી મારી તમામ મદાર તારી પર બાંધીચ.

### ગાયન ૧૦ મું.

હું કરૂં શું હવે ફીરોજ માહરા?
વહાલા માહરા માહરા માહરા માહરા રે—ઓ ફીરોજ.
જો તું ન આવે જીવ કેમ માને?
પ્યારા માહરા જીવના સાહરા સાહરા રે—ઓ ફીરોજ.

---

## પરદો ૯ મો.

(હોલ—રૂસ્તમ પસ્તાવો કરેચ.)

**રૂસ્તમ**—ઓ દયાલુ બાપ! તારી માયા અને મહેરથી હું મારી દીવાનગીની માંદગીમાંથી સાજો થયો છું. ઓ ખલખતના ખાવીંદ! મારા હાથે ઘણા અણઘટતાં કામો થયાં છે. હું મોટો પાપી થયોછું. મેં ઘણા પાપ કર્યાં છે. તાહરા પાકજેહ ભરેલાં ફરમાનો—"મનશની," "ગવશની," "કુનશની"—છતાં એ સઘલી વાતોની ઉપરવારી થઈ મેં ઘણું અણઘટતું કામ કીધું છે. એવી રીતનાં પાપી કામ મેં એક બે વાર નહિ પણ સેંકડો વખત કીધાંચ. ને હવે ઓ ખુદા હું પાપમાં એટલો ડુબી ગીયોચ કે કશું વધારે બોલી શકતો નથી. માહરો બચાવ કરવાને મારી પાસે કોઈ કારણ કે બહાનું રહયું નથી. ઓ ખુદા! તારા અદલ ઇનસાફમાં દયા સદા ભેલાયલી છે, ને તેથીજ મને ઉમેદ આવેચ, કે તારી દયા મારીપર આવશે. મારી કરણી મુજબ કોઈ રીતની તારી માયા કે મહેરબાનીને હું લાયક થયો નથી તોપણ ઓ સાહેબ આ વખતે મારૂં સર નમાવી મન સાફ ને ચોખ્ખું કરી ખરા જીગરથી તું સાહેબની દરગાહમાં અરજ ગુજારી કરૂંચ અને તુંને હાજર નાજર જાણી ખરેખરો એકરાર કરૂંચ કે હવે પછી હું ઘણીજ સંભાલથી ચાલશ અને કોઈ રીતે તારી મરજીની વીરૂધના કામો કરવાથી દુર રહેવશ વાસ્તે ઓ ખુદા! આ ખરા પશ્ચાતાપની દીલની બંદગી કબુલ રાખી તું માહારાપર રહેમ કર.

(ફીરોજ આવેચ.)

**ફીરોજ**—બાવાજી, તમો હવે મારી સાથેજ ચાલો. બમનશા સાથેજ તમો રહેજો અને બાવાજી તમારો હુકમ હોય તો તમારી પાસેથી એક ચીજની પરવાનગી માંગુંચ.

**રૂસ્તમ**—દીકરા તુંને સાની પરવાનગી જોઇએચ?

**ફીરોજ**—બાવાજી, મારો વિચાર બહમનશાહની દીકરી ગુલ સાથે જોરાવાનો છે.

**રૂસ્તમ**—દીકરા મને જરાબી વાંધો નથી પણ સંભાલીને કામ કરજે.

**ફીરોજ**—બાવાજી, તેઓ ઘણાજ નેક માણુસ છે પોતાના પેટની દીકરી કરતાંબી ગુલને વધારે ચહાયચ.

**રૂસ્તમ**—શું ત્યારે ગુલ બહમનશાની દીકરી નથી?

**ફીરોજ**—નહિજી, એવણુતો ગુલના માશા થાય. ગુલના બાવાતો શીકનદરાબાદ પોતાના ભાઇને મલવા ગયા. ત્યારથી પાછા ફરીયાજ નથી.

**રૂસ્તમ**—વારૂં દીકરા તેનું નામ શું હતું?

**ફીરોજ**—દીનશાહજી.

**રૂસ્તમ**—અને તેના ભાઇનું નામ શું હતું?

**ફીરોજ**—જેહાંગીરજી.

**રૂસ્તમ**—વારૂં, જેહાંગીરજી સીકનદરાબાદમાં હોશેની?

**ફીરોજ**—નહિજી. તેવણુને તો કાલા નાગે—

**રૂસ્તમ**—બશ, ફીરોજ બશ, વધારે આગલ બોલી મારા અંતકરણુના ડંખમાં વધારો ના કર.

**ફીરોજ**—અરરર! વરી તબીયત બગરેચકે કેમ?

**રૂસ્તમ**—નહિ, દીકરા સાંભલ, પણ, શબર સામનેથી કોણ આવેચ?

**ફીરોજ**—એતો તમારો દોસ્તદાર કાશમ છે. પણ, બાવા એમ પુછું—એ મુસલમાન કોણુ છે? માણુસ કંઇ ઠીક લાગતો નથી.

**રૂસ્તમ**—વારૂં, દીકરા, તું જા પછી તુંને બોલાવશ.

**ફીરોજ**—વારૂંજી. (ફીરોજ જાયછે. કાશમ આવેછે.)

**કાશમ**—(દાખલ થઈ) મારા સમ, શેઠ હાલમાં તબીયેત ઠીક છેની?

**રૂસ્તમ**—જેમ તું જોયચ તેમ છે. તુંને આવવાનું શું કામ પરીયું?

**કાશમ**—મારા સમ, કામ તો પૈસાનુંજ.

**રૂસ્તમ**—તે હવે કદી બનશે નહિ.

**કાશમ**—મારા સમ, શેઠ, ઘરડે ઘડપણુ એમ શું કરોચ?

**રૂસ્તમ**—બશ, હવે, તારી કાલી સુરત મને દેખારતોના.

**કાશમ**—(સ્વગત) મારા સમ, જયાં છે ત્યાં વરી ચકાસ્યુંગ કે કેમ?

**રૂસ્તમ**—બશ, હવે, તુંને અરધી મલનાર નથી. જે નાણું છેતે શેઠના છોકરા ફીરોજને સ્વાધીન કરૂંચ.

**કાશમ**—મારા સમ, શેઠ, એમ બનશે નહિ. અંદરથી સારૂં છેવટ આવશે નહિ.

**રૂસ્તમ**—તું શું કરવાનો છે?

**કાશમ**—મારા સમ, જે બનશે તે કરશ.

**રૂસ્તમ**—જા, તારાથી થાય તે કરજે, ને ફરીથી મારી સીરીપર તારી નેહરસ્ત સીકલનો પડછાયો પરવા દેતો ના.

**કાશમ**—મારા સમ, રૂસ્તમ શેઠ, તમોએ મારી પાસે ખુન કરાવ્યાં અને તમો મને આજે એમ બોલોચ.

**રૂસ્તમ**—ચુપ, બશ, મારૂં મકાન છોરી ચાલ્યો જા.

**કાશમ**—મારા સમ, શેઠ હજુરબી સમજો નહિ તો સદાના પસતાશો.

**રૂસ્તમ**—પશતાવો કરવામાં હવે કંઇ બાકી રહયું નથી.

**કાશમ**—મારા સમ, ત્યારે શું તમો મને પૈસા આપવાનાજ નથી?

**રૂસ્તમ**—કદી નહી.

**કાશમ**—મારા સમ, ત્યારે હું જાવું?

**રૂસ્તમ**—બશ કાલું કર.

**કાશમ**—ઠીક છે, શેઠ, જાવુંચ. કાલું કરીનેજ રાતું કરશ.

(કાશમ જાયછે. ફીરોજ સબી લઇ દાખલ થાયછે.)

**ફીરોજ**—(દાખલ થઇ) અહા! શું ચહેરો છે? જાણે કલાકના કલાક જોયાંજ કરૂં! મારા ચહેરાની સાથ કેટલો મળતો આવેચ! એ ચહેરા તરફ મારૂં દીલ કેમ ખેંચાયચ?

**રૂસ્તમ**—શું છે? દીકરા, કોણુની તરપ દીલ ખેંચાયચ?

**ફીરોજ**—બાવાજી, આય શબી તરફ મારૂં ખુદરતી દીલ દોરેચ.

**રૂસ્તમ**—દીકરા, ગુલની શબી હોશે.

**ફીરોજ**—નહિ, બાવાજી.

**રૂસ્તમ**—લાવ, જોવું, કોણુની છે! (જોઇને અજબ થાયચ.)

**ફીરોજ**—લેવોજી.

**રૂસ્તમ**—આહ! એ શબી તું કયાંથી લાયો?

**ફીરોજ**—પેલી તમારી જુની કબાટ છે તે સાફ કરીને મારી ચોપડી ઓ મુકવા ગીયો ત્યારે એકાએક કંઇ ચાંપ દબાયાથી મારો હાથ અંદર ચાલી ગીયો અને હાથને કાગજ જેવું લાગું તેવું જ મેં ખેંચી કારીયું અને જોવુંચ તો આય શામીને એક કાગજ નીકલ્યું.

**રૂસ્તમ**—વારૂં, તે કાગજ કહાં છે?

**ફીરોજ**—અંદરની ટેબલ પર મુકયુંચ.

**રૂસ્તમ**—જા, લઇ આવ.

**ફીરોજ**—વારૂંજી. (ફીરોજ જાયછે.)

**રૂસ્તમ**—વાહરે! ખુદરત! તારી કરામતનો કંઈ પાર નથી. તારો ઇનસાફ રાસ્ત છે. દુધનું દુધ અને પાણીનું પાણી. હવે હું બધો ખુલાસો ફીરોજ આગલ કરૂં અરે કીયે નાકે વાત જાહેરમાં લાવું? (ફીરોજ આવી કાગજ આપેચ.)

**ફીરોજ**—બાવાજી, લેવો.

**રૂસ્તમ**—અરે! એ તો મારા શેઠ જહાંગીરજીના દશકત છે. (ઉખેરીને વાંચેચ. વાંચી રહયા પછી) અફસોસ! ફીરોજ, હુ તારી આગલ કયા નાકે ઉભો રહેવું?

**ફીરોજ**—અરરર! વરી ભેજાં પર અસર થઇચ.

**રૂસ્તમ**—નહિ, દીકરા, ભેજું તો ઠેકાણે છે. ફીરોજ આ દુનિયામાં પેદા પરીને મેં આજસુધી કોઇબી કામ એવું નથી કીધું કે જેને હું મારા મોહતની વખતે મગરૂરીથી યાદ કરી શકું. મારા શેઠનું રાસ્ત ફરમાન બજા લાવવાથી પાછો ફરીયોચ. હું જેમ જેમ વિચાર કરૂંચ તેમ તેમ મને મારી પોતાની ઉપર બેહદ ખોફ છુટેચ.

**ફીરોજ**—બાવાજી, કયા શેઠનું તમોએ ફરમાન બજાવ્યું નથી?

**રૂસ્તમ**—તારા બાપનું.

**ફીરોજ**—મારા બાવા તો તમેજ છેવો?

**રૂસ્તમ**—નહિ, દીકરા તારા બાવા તો જહાંગીરજી છે. મરહુમની તસવીર તારા હાથમાં છે. હા, અફસોસ! ફીરોજ! તારા બાવાના અમે ખુની છઇએ.

**ફીરોજ**—બાવાજી, તમો ખોટો પતપતારો ના કરો તમારા ભેજાં પર અસર થશે.

**રૂસ્તમ**—નહિ, દીકરા, આય કાગજ વાંચ.

(રૂસ્તમ આપેચ.. ફીરોજ વાંચેછે.)

**રૂસ્તમ**—હા, દીકરા, જ્યારે મેં જાણ્યું કે તારા બાપે મારા નામ પર તમામ દોલત કીધીચ, ત્યારે મારી દયાનત ફરી ગઇ, અને પેલા લુચ્ચા કાશમની મદદથી ઝેરી નાગથી તારા બાપને મારી નાંખ્યો. અને તારા કાકાને તેમજ તેના નોકરને હૈદરાબાદમાં ઝેર ભેલેલા કવાબ ખવરાવી મારી નાંખ્યા. દીકરા, તારૂં પણ ખુન કરવા મને કાશમ ઉશકેરીઆ કરતો હતો પણ હું આગલ છુપો પણો હતો અને તારા જેવોચ મારો છોકરો હતો અને તેથીજ મેં તુને મારા બચ્ચાં તરીકે પાલી પોશી મોટો કીધોચ. હવે તો દીકરા તું મને જીવાર યા માર.

**ફીરોજ**—બશ હવે હું સમજ્યો. તમારી દીવાનગીમાં પણ તમો એજ બકબકારો કરતા હતા. આય તમારી વાત સમજી મારો જીવ બગરી આગોચ મને જરા જઇને એક દવાનો ડોઝ લેવા દેવો.

(ફીરોજ જાયછે.)

**રૂસ્તમ**—અરે! રખે જઇને જીવપર કરે સંભાલ રાખવી પડશે.

(રૂસ્તમ જાયછે, મહેલ્લી ને મંચી આવેછે.)

**મહેલ્લી**—ડીયર મંચી, ખોદાની મહેરથી હાલમાં ફીરોજના બાવાની તબીયત ઠીક છે અને હું ધારૂંચ કે ફીરોજ બે એક દહારામાં જશે.

**મંચી**—ફીરોજ તો આજે જવાનો છે.

**મહેલ્લી**—ઓહ એટલો જલદી જવાનું શું કારણ?

**મંચી**—હઇયાં રહીનેબી શું કરે? પેલી દીનાના રોદરા સમજ્યા કરે કે?

**મહેલ્લી**—શું રોદરા રરેચ?

**મંચી**—ફીરોજ સાથે ગામ જવા માંગેચ અને ફીરોજ ના કહેચ. તેથી આવી આવીને કંટાલો આપેચ.

**મહેલ્લી**—મંચી મારી ખાતરી તેં હજી સુધી કીધી નથી.

**મંચી**—અરે ખાતરી કરીને શું કરવાના છેવો? અરે લેવો સામેથી એજ આવેચ. આપરે છુપઇ જઇએ.

(બેઉ છુપાયછે, દીના આવેછે.)

**દીના**—(દાખલ થઇ) આજે મારો વહાલો ગામ જવાની તૈયારીમાં છે. અરે! મને એકલી મુકીને ચાલી જાયચ. અરે! તારી જુદાઈ

મારાથી કેમ ખમાશે? તું જશે તો કુલ દુનિયા અકારી થઇ લાગશે. સુખચેનને હું છેલ્લી સલામ કરશ અને ફ્કત મારા વહાલાની યાદમાં, બલી ભશમ થવામાંજ હું સુખ સમજશ. ઓ! મારી રાતને રોશન કરનારા ચેરાગ! તું શા વાસ્તે મારાથી રંજીદા થયોચ? મારૂં દીલ અને જાન તારી પરથી કુરબાન કરૂં. તારી બેઠક મારી આંખોમાં બનાઊં. હું તારી માશુક છેઉં, ને તારી વફાદાર છું, જ્યાંસુધી જીવતી છું, ત્યાંસુધી તારી મદદગાર છું.

(દીના જાયચ.)

**મંચી**—(દીનાના જવા પછી) જોયું, વહાલા ભાઈ?

**મહેલ્લી**—બશ, બશ, ઓરત ઓરત બેવફા ઓરત તારા જુઠા વચનો, તારી ખોટી કબુલાતો, તારા દગાખોર કોલોપર હું ભુલાયો. ઓ દગાખોર! બેવફા! બેઇમાન! હવે આય મારા સદાના મીઠાજીગરમાંથી સઘલો મીઠાસ ધોઇ નાખ્યો અને તેજ જીગરમાં ઝેરી કડવાસે વાસો કીધોચ.

### ગાયન ૧૧ મું.

મક્કાર કીધોરે દગો મુજને ભારી,
ભુલી વચનને જફાકાર નારી.—મક્કાર
મુજ જીવમાં તો કીધો જખમકારી,
ધરતી બી ધરજે જોઈ મારી જારી.—મક્કાર

**મંચી**—ભાઈ શાંત થા.

**મહેલ્લી**—મંચી મને પકર. ચક્કર આવેચ.

**મંચી**—ભાઇ તું હવે ખોટી ના થા. ફીરોજને એતો મલવા ગઇ. હાલમાં ફીરોજને મલવાનું આપુંને ઠીક નહિ પરશે. કારણ કે બેઉ જણાં પોતાની વાતમાં ગુંટાયા હશે. વાસ્તે આપરે સ્ટેશનપરજ મલશું.

**મહેલ્લી**—મંચી હું જાઉંચ. તું ફીરોજને કહેજે કે રાતના સ્ટેશનપર મલશ.

**મંચી**—ભાઈ ફીરોજને વાસ્તે તારા દિલમાં તો કંઇ નથી ની?

**મહેલ્લી**—જરાબી નહિ. અરે મેં શું કીધું? એ મારે વાસ્તે શું ધારશે?

**મંચી**—એમાં તારો શું કસુર છે? તે બેવફા નારે તુંને ફ્સાવ્યો.

**મહેલ્લી**—મંચી મને ચેતાવતે તો આજે આય હાલતમાં નહિ હોતે.

**મંચી**—ચાલ હવે ગઇ ગુજરીપર ધ્યાન ના આપ. હું તારી સાથેજ ઘરે આવુંચ.

**મહેલ્લી**—નહિ. મંચી હું જવશ.

**મંચી**—મારૂં દીલ કેમ માને ? તારી તબીયતબી ઠીક નથી. તેથી મને આવવુંજ જોઇએ.

**મહેલ્લી**—નહિ, તું ફીરોજને મલીને આવજે. ફીરોજ આગલ હું કયે નાકે આવું ?

**મંચી**—વારૂં, ત્યારે હું મલીને ઘેર આગલ આવશ.

**મહેલ્લી**—શાહેબજી.

(મહેલ્લી જાયચ.)

**મંચી**—અરરર ! સાંમેથી દીના આવેચ. (દીના આવેછે, મંચી છુપાયછે.)

**દીના**—ઘેરમાં તો કોઇ નહિ મલે, મારો વહાલો ગામ ચાલી તો નહિ ગીયો હોય ?

(મંચી આવેછે.)

**મંચી**—(બહાર આવી) ઓહ ! ઓહ ! ક્યારના તમો આવ્યાચ ?

**દીના**—ઘણોવાર થયો. પણ મંચી તમો મને કહેતાતા કે, મહેલ્લી ફીરોજ સાથે ગામ જવાનો છે, તે શું ખરી વાત છે ?

**મંચી**—હા. પણ, મહેલ્લીનો વિચાર ફરી ગીયોચ.

**દીના**—શુકર પાક પરવરનાં. તમોએ મને કહયલું કે જો મલવાનું હોય તો ફીરોજને ત્યાં આવજો, તે હું આવી, પણ હઇયાં તો કોઇ નહિ મલે.

**મંચી**—હા, સારી યાદ આવી, આજે સાંજે તમે મને જરૂર પેલે ઠેકાણે મલજો.

**દીના**—કેમ કંઈ કામ હોયતો હઈયાંજ ફરમાવો.

**મંચી**—નહિ, તમો ત્યાંજ મલજો.

**દીના**—વારૂંજી, હું ત્યારે જાઉંચ.

**મંચી**—આવજો પણ. યાદ રાખજો ત્યાં આવવાને ચુકશો નહિ.

( દીના જાયચ. )

„ ( જવા પછી ) માહરે એ લોકથી વેગલું નહિ રહેવું જોઇએ. નહિ તો કદાચ ફીરોજને મહેલ્લી બંને સમજુતીની કાતર બનાવી હું આડે આવતાં કપડાંને વેતરી નાંખે. પણ, સમજુતીની કાતરને કાપનાર હમેશ ફરેબ અને અથરા અથરીની કાતર ઘણી તેજદાર હોયચ. આટલું થવા છતાં મેં ખરાબ શું કીધું ? કંઇજ

# છેલામાં છેલી શોધ પ્રામાણે બનાવેલું

KAMINIA OIL



FOR THE HAIR.

# કામીનીયા ઓઇલ

( રજીસ્ટરડ. )

## વાળને કુદરતી પોષણકરતા ખુશબોદાર તેલ.

જે સ્ત્રીઓ પોતાના સુંદર વાળો જાળવી રાખવા માંગતી હોય, જે સ્ત્રીઓ પોતાના ખરી પડતા વાળોને અટકાવવા માગતી હોય, તેણીઓએ બજારમાંના ઘણા હલકા પ્રકારના તેલો વાપરાવાથી અલગ રહેવું જોઇએ. કારણ વાળ શા કારણથી ખરી પડે છે એ બાબદથી ખુદ બનાવનાર ઘણી બીન માહીતગાર હોય છે ત્યારે તેવા હલકા તેલો વાળને ખરી પડતા અટકાવી બાળનો વધારો કેમ કરી શકે? દરેક સ્ત્રીઓએ પોતેજ વિચાર કરવો ઘટે છે.

કામીનીયા ઓઇલ યુરોપમાં બનતા રોપાઓમાંથી છેલામાં છેલી શોધ પ્રમાણે બનાવેલું છે. આ તેલ વાળને ખરી પાડનારા જંતુઓનો નાશ કરે છે જેથી વાળ ખરી પડતા અટકે છે અને ઘણી ઝડપથી વધારો થાય છે. કામીનીઆ ઓઇલ વાળને નરમ રેશમ જેવા બનાવે છે, તેમજ માથામાં થતા ખોડાને દુર કરે છે, અને મગજને ઠંડક આપે છે. આ તેલ વીદયારથીઓને તેમજ દરેક સ્ત્રી પુરૂષોને આશીરવાદ સમાન છે,

**કામાનીયા ઓઇલની બાટલી સાથેઃ**—ધી હેર એન્ડ ઇટસ હેલથ ( વાળ અને તેની રચના ) નામનું પુસ્તક વિટાળેલું હોય છે તે વાંચવાને દરેક સ્ત્રીઓને ભલામણ કરવામાં આવે છે.

**તા૦ ક૦**—કામીનીયા ઓઇલની નમુનાની બાટલી જે એક વખત કામ લાગે છે તે મફત આપવામાં આવશે. બહાર ગામના ઘરાકોને અડધા આનાની પોષ્ટના ટીકીટો મોકલવાથી કંઇપણ દામ લીધા વગર મોકલવામાં આવશે. અથવા પોતાના શેહેરના નજદીકના વેપારી પાસે માંગણી કરવી.

કી૦ ૧) બાટલીના રૂ. ૧–૦–૦ ત્રણ બાટલીના રૂ. ૨–૧૦–૦ વી. પી. ખરચ જુદો. ફકત નીચેના સોલ એજંટ પાસેથીજ મળશે.

**ધી એંગ્લો ઇંડીયન ડ્રગ એન્ડ કેમીકલ કુંપની.**

નં૦ ૧૫૫ મારકેટ જુમામસીદ—**મુંબઈ.**

નહિ. અલબત નહિ! ફીરોજ અને મહેલ્કી વચ્ચે તુફાનનાં બીયાં વાવ્યાં, એજ કેની? દીનાં અને મહેલ્કીને છુટાં પારવા એજ કેની! બીજું શું? જયારે ખેલની બાજી મેં માંડી ત્યારે કલાથી, તાલમેલથી અને તરફતથી તે ફતેહ સાથ પુરી કરવી તોજ આ મગજ ધરાશે. નહિ તો સદાનું ભુખુંને ભુખુંજ રહેશે.

(મંચી જાય છે, ફીરોજ આવે છે.)

**ફીરોજ**—(દાખલ થઈ) જયારથી વાત સમજીય, ત્યારથી દીલ બેકરાર છે. હા! અફસોસ! હવે કરવું કેમ? પેલા ચંડાલ કાશમનું કાટલું કારવું જોઈએ. પણ, નહિ, પોતાંના પાપે મરશે. કાગજમાં લખ્યાં પ્રમાણે મારો એક ભાઈ છે ખરો તેની તલાશ મારે કરવી જોઈએ. ગુલ ત્યારે મારા કાકાની છોકરી નીકલી. હા, ગુલને હું ચહાઉંચ તો ખરો પણ ગુલે પોતાનો પ્યાર બીજાને તો નહિ આપ્યો હોય? ચાલો સામાન ગોઠવાવી તૈયારી કરી નાંખ્યે.

(ફીરોજ જાય છે.)

---

## પરદો ૧૦ મો.

(રસ્તો—કાસમ ગાતો ગાતો આવે છે.)

### ગાયન ૧૨ મું.

**કાશમ**—
રૂસ્તમ બદમાશ અજમાવ તાહરા હાથ,
મુજથી બચવા પામશે ન જીનહાર,
સમજુચ આજથી મુજનો તું હરીફ,
યાદ રાખ અરે ઓ બદકાર.
મારી નાંખું સનનનનનનન
જાન કારૂં ખનનનનનનન
દગો મુજથી તેં કીધોચ હરદમ,
તું જો તારૂં કરમ.—રૂસ્તમ.

,, (ગાયન ગાઈ રહયા પછી) મારા સમ, બશ, થઈ ચુકું. ઓ! કીનાથી મારી છાતી ઉછલી રહીચ. જયારે કીનો લેવશ ત્યારેજ જીગર શાંત થશે. મારૂં લોહી તુફાની સમુદ્રના મોજા

મીશાલ ઉછાલા મારેચ. ઓ કીરતાર! તું બીજો એકજ એવો દહારો આપ કે રૂસ્તમની લોહીની નદી વહેતી કરી, તેમાં કિનાના આતસથી ગરમ બનેલું મારૂં દીલ ઠંડું પારૂં. ઓ દીલ! તું આટલું ગમગીન ના થા, જરા ધીરજ ધર. તારો જીતનો પાસો પરતાં વિલંબ લાગશે નહિ. અરે પણ દોરીઆં વગર કહાં જાવું? કોણનો આસરો લેવું? આહ સારી યાદ આવી. ઠીક ઉપાય સુજયો. પેલા મંચી આગલ જાવું. સામેથી એજ આવેચ.

(મંચી આવે છે, કાશમ છુપાય છે.)

**મંચી**—જે સાધુનો દેખાવ કરે તેનાપર હરગીજ ઇતબાર રાખતો ના. કારણ સાધુના લીબાસમાં મોટી અને પહેલી લુચાઇ કરનારો શેતાન હતો. મહેલ્લીને ફરેબથી મોકલાવુંચ ગામ, અને પછી દીનાને ઉલકાવીને બીજે ગામ લઈ જાવું ને મારૂં કામ કારી લેવું. (કાશમ બહાર આવેછે.)

**કાશમ**—(બહાર આવી) મારા સમ, શેઠ એ ઠીક થઇ પરશે. એ-માંથી કાશમબી કંઇ ચરશે.

**મંચી**—તું મારી પુઠે પુઠે કેમ ફરેચ?

**કાશમ**—મારા સમ, શેઠ હું નથી ફરતો દોરીઆં મને ફેરવેચ.

**મંચી**—વારૂં, તને એમ પુછું તે દહારે તું રૂસ્તમજી આગલ શું કામ આયો તો?

**કાશમ**—મારા સમ, શેઠ રૂસ્તમજી મારા અસલના દોસ્ત થાય.

**મંચી**—આજે આવવાનું શું કામ પરયુંચ?

**કાશમ**—મારા સમ, જરા મલવાનું છે.

**મંચી**—તું મારે વાસ્તે કંઇ બોલતો ના.

**કાશમ**--મારા સમ, જરાબી નહિ. પણ શેઠ મને હાલમાં ચાર એક હજારની જરૂર છે તે તમો મહેરબાની કરો તો સારૂં.

**મંચી**—ચાર હજાર રૂપ્યા કયાંથી લાવું?

**કાશમ**--મારા સમ, શેઠ, દીનાને તમારા હાથમાં લેવી હોય તો રૂપ્યા શું બિસાદમાં છે?

**મંચી**—પણ મારી પાસે એટલા નથી તે શું કરૂં?

**કાશમ**—મારા સમ, આય તમારી વીંટી મને આપો.

**મંચી**—(સ્વગત) એ વીંટી તો મારા ગુમ થઇ ગયલા બાપની નીશાન છે તે કેવી રીતે આપું? (જાહેર) વારૂં કાશમ હું તુને રૂપ્યાની મદદ કરશ પણ તું મારૂં કામમી પાર ઉતારશે?

**કાશમ**—મારા સમ, તમારૂં કાંઇપણુ કામ કરવાને ચુકશ નહિ. તમારી ખીદમતમાં હાજર રહેવશ.

**મંચી**—ત્યારે ખુલાસાથી સાંભળ મારા દોસ્ત મહેલ્લીને હું ગામ મોકલાવનાર છું, અને દીનાને હું મહેલ્લીને નામે બીજે ગામ લઇ જવશ. તું મહેલ્લીની પુઠેનો પુઠેજ રહેજે. ને જો લાગ આયો તો તેને શદાનો મારા રસ્તામાંથી દુર કરજે. સમજ્યો?

**કાશમ**--મારા સમ, શેઠ એક સપાટામાં તમારૂં કામ પાર કરી આપશ.

**મંચી**--વારૂં, આજે સાંજે તું મને બાગમાં મલજે ત્યાં આવીને મને કહેજે કે મેરવાનજી શેઠ આજે રાતના ગામ જનાર છે તેથી તમોને ઘેર બોલાવ્યાચ.

**કાશમ**--મારા સમ, શેઠ, પણુ મારી શું ગોઠવણુ?

**મંચી**--હાલ તો તું જા, ફીરોજની નજરમી તારી પર જવી નહિ જોઇએ.

**કાશમ**--મારા સમ, શેઠ સાંજે પૈસાની તજવીજ કરી રાખજો.

**મંચી**—વારૂં, તું હાલમાં ચાલી જા.

**કાશમ**—મારા સમ, ચાલ્યો સાહેબ (સ્વગત) હાલ તો ચાલ પછી બીજી વખત રૂસ્તમનું કાટલું કારશ. (કાશમ જાયછે.)

**મંચી**--ચાલો હવે શું ફકર છે? હવે તો દીના મારી છે. ફીરોજને મલીને ચાલતો થાવું. (મંચી જાયછે.)

---

## પરદો ૧૨ મો.

બાગ. (કાશમ દાખલ થાયછે.)

**કાશમ**--હા, જાલ માંડીચ એક જબ્બર, પકરીયોચ બીલ્લુ ગબ્બર, તેની લઇએ સારી રવેશ ખબર. આજે થવશ નિહાલ, પાંથરીચ ફસમફસાની જાલ. માણુસ જાત એક વખત પોતાના મગજનાં પાતીઆંપર તરકટનો દાવો માંડેચ, તો પછી પોતાના તાલમેલી પાસાઓથી શું રમત નથી રમતો? મારો ઓપટ દાવ

માર ખાતાં અફરાતાં જીકાતાં અંતે પાર પડેલો લાગેચ, રૂપ્યા ચાર હજાર લાવી મરે તો સારૂં. અરરર! આવી લાગો.

(મંચી આવેછે.)

**મંચી**—કાશમ તારા રૂપ્યાની જોઢવણુ કીધીચ, પણુ તું હઈંયાં ના ઉભો રહે, વખત થવા આવ્યોચ, હમણાં આવી લાગતી હોશે.

**કાશમ**—મારા સમ, શેઠ, તમારૂં મને બી કામ પરયુંચ.

**મંચી**—જલદી બોલ શું કામ પરયુંચ? આવી લાગશે તો બાજી હાથથી જશે.

**કાશમ**—મારા સમ, મને મારા ઓલખીતાપર મીઠાઈ મોકલવાની છે તેથી તમો એક મુસારકબાદીની ચીઠી લખી આપજો.

**મંચી**—વારૂ, લખી લાવશ.

**કાશમ**—મારા સમ, શેઠ પૈસા આપોચ કે?

**મંચી**—હમણાં કેથે ભરઈ જા. પછી લેવા આવજે.

**કાશમ**—મારા સમ, વારૂં, સાહેબ. (કાશમ જાયછે.)

**મંચી**—ઓહ વખત થવા આયો ને હજી કેમ આવી નથી? રખે ફીરોજે કંઈ—અરે આવી. (દીનાં આવેછે.)

**દીના**—માફ કરજો, જરા મોરૂં થયું.

**મંચી**—કંઈ નહિરે! હવે હું કહેવું ત્યાં છુપઈ જાવો, મહેલ્લી ધન સાથે આવી લાગતો હોશે.

**દીના**—એ ધનની મને જરા ઓરખ આપો તો મહેરબાની.

**મંચી**—સામરી જેવી, કદે ઠીંગણી પગે પેંગી છે, પણુ નામ નિશાણુથી બરાબર જાનતો નથી.

**દીના**—એવી મહેલ્લીને પસંદ કેમ આવી.

**મંચી**—દીલ જ્યાં હોય તો પછી પુછવું શું પરે? પછી સામરી હોય, દરેક એબોથી ભરી હોય તો શું વાંધો છે?

**દીના**—ત્યારે શું તે એબથી ભરેલી છે?

**મંચી**—અરે તમોજ નહિ જાણુતા? ગામમાં શું થોડું બોલાયચ! જે પણુશે તેના ભોગ.

**દીના**—અરે ત્યારે મંચી તેને સમજાવ.

**મંચી**—સમજાવવામાં કંઈ બાકી રહ્યું નથી. પણ, બસ કહેય કહેયને એમજ કહેયકે હું એની શાથેજ પરણુશ. હવે, જોવાનું છે ક્યાંવેર—

(કાશમ આવે છે)

**કાશમ**—મારા સમ, મંચી શેઠ તમુને મહેલ્લી શેઠ બોલાવેચ.

**મંચી**—કેમ શું કામ પરયું?

**કાશમ**—મારા સમ, શેઠ ગામ જવાની તૈયારી કરેચ, તેથી કંઈ કહેવાનું હોશે.

**મંચી**—શેઠ એકલા છે કે?

**કાશમ**—મારા સમ, નહિજી, કોઇ બાઇ માણુસઓ છે.

**મંચી**—તું હઇયાં કેવી રીતે આયો?

**કાશમ**—મારા સમ, શેઠે મને કહેલું કે શેઠ ઘેરમાં ન હિ હોય તો બાગમાં જજે.

**મંચી**—વારૂં તું જા, શેઠને કહે કે હું અરધા કલાકમાં આવુંચ.

**કાશમ**—મારા સમ વારૂંજી.

(કાશમ જાય છે)

**મંચી**—વરી શું એને સુજ્યું? જ્યાં છે ત્યાં પેલી દાકણ એને ઉશ્કેરતી હોશે! કંઈ નહિ, બહેન, એને ગામ જવા દેવો હું તમને ત્યાં લઇ જવશ.

**દીના**—ભાઇ મંચી તું મને હમણાજ લઇ જા.

**મંચી**—હા ચાલો, મને કશો વાંધો નથી. પણ, તમુને એ જોશે તો પછી તદ્દન નષ્ટ થઇ જશે ને વિચારશે કે હવે તો મને જોયો, ચાલ પરણીજ જાવું. અરે પેલો પાછો આવેચ. તમો જાવો કાલે તમુને મલી જવશ અને બધો ખુલાસો કરશ.

**દીના**—જેવી મરજી.

(દીના જાયછે, કાશમ આવેછે.)

**કાશમ**—મારા સમ, શેઠ મને પઇસા આપો, ધીરજ દીલમાં નથી.

**મંચી**—જો ચાલાકીથી કામ કરજે, લે આય હજાર હજારની ચાર નોટ છે.

**કાશમ**—મારા સમ, લાવોજી.

**મંચી**—કાસમ હવે હું મહેલ્લી આગળ જાઉંચ.

**કાશમ**—મારા સમ, ત્યાં જઇને શું કરશો?

**મંચી**—સ્ટેશનપર મહેલ્લી આવે નહિ, તેની ગોઠવણ કરૂં, પછી ફરે-બથી આવીને કેહું કે દીના ફીરોજ સાથે ગેઈ.

**કાશમ**—મારા સમ, પછી શું કરશો?

**મંચી**—મહેલ્લીને બહેકાવી બીજે ગામ મોકલાવુંચ. ત્યાં તું તારૂં કામ કારી લેજે.

**કાશમ**—મારા સમ, શેઠ, તે તો થઈ રહેશે. પણ ગામમાં નાણાની જરૂર પડે તો મોકલવાને ચુકશો નહિ. અને પેલી મુબારક બાદીની ચીઠી લખી લાવજો.

**મંચી**—વારૂં, ચાલ હું જાઉંચ. (મંચી જાયછે.)

**કાશમ**—મારા સમ, ફતેહ કરો. ચાલો હવે આપરે મીઠઈની તૈયારી કરીએ. સોરાબ અને દોલાને ઝેર ભેલેલા કવાબ આપી મારી નાંખ્યા તો રૂસ્તમને ઝેર ભેલેલી મીઠઈ મોકલ્યે. મીઠું મોનું કરીને જાય. જરા શરમ તો રાખવી જોઇએ!

## જંગલ—ઝુંપડું

(ગુલ સુતેલી છે.—ફીરોજ દાખલ થાયછે.)

**ફીરોજ**—(દાખલ થઈ) હા! હા! આ જગા કેવી રળીયામણી છે! આએ ફુલોથી ભરપુર ઝાડ પાન, આએ ખુદરતી ઝરાઓ, આએ પંખેરાનો મધુર અવાજ, કેવા દીલપસંદ લાગેચ? કોણ એવો શખ્સ હશે જે ખુદરતની આવી ખુબસુરતી પર મોહી નહિ પરે? (ગુલપર નજર પરેચ.) અરે આય મારી નજરે શું પરેચ? અરે એ તો કોઈ ઓરત નજરે પરેચ. હા! જેમ એક સફેદ સીસામાં લાલમ લાલ શરાબ દોરતો ફરેચ તેમ એના બરફ જેવા ગાલો પર ગુલાબી રંગ નાચતો માલમ પરેચ? શું અણયાલું એનું નાક છે! એની પેશાની આફતાબને શરમાવે તેવી છે. અને એના ચહેરાનું નુર મહાતાબના ઝલકાતને ઝાંખ દે તેવું છે. પોશાકે એ સાદી અને સાફ છે. તેવીજ જો એ હૈયે સાફ હોયતો ખરેખર એ એક વખાણવાજોગ મહેબુબ થાય. પણ, શબર, મેં તો મારો પ્યાર ગુલને વાસ્તે રાખ્યોચ. ત્યારે બીજાને કશો હક નથી અરે પણ એ જાગરૂત થાય છે. જરા છુપઇને જોઉંતો ખરો. (છુપાય છે.—ગુલ ઉઠે છે.)

**ગુલ**—(ઉઠીને) ઉંઘ! મીઠી ઉંઘ! ગુલાબી ઉંઘ! નિરદોશ ઉંઘ! ગરીબની દોલત! બંદીવાનની આશાયસ! માતબરો તેમજ નાવારેસોને એક સરખી આંખે જોનારા ન્યાયધીશ! તુંએ આ

થાકેલા જીગરને આરામ કીધોચ. મારા આખા દહાડાનો ગમ હું વિસરી ગઇચ. એક કલાકની ઉંઘે મને કેવી તાજગી બક્ષીચ? હા! ફીરોજ! ફીરોજ! તારે લીધે ઘેરબારથી રતબાતેલ થઇ અને આય એકાંત ઝુંપડામાં પારકે આધારે આવી પડીચ. અરે! પણ આય બેગાનો શખ્સ કોણ નજર પરેચ? દેખાવમાં અને પોશાકમાં તો ખરો ગૃહસ્થ દીસેચ. એનો ચહેરો એનું રૂપ દેખાડી આપેચ કે તે કોઈ ઉંચી તોખમનો છે— (ફીરોજ નજર ફેરવેચ.) કોણ? ફીરોજ! ફીરોજ!!

**ફીરોજ**—ઓ ગુલ ગુલ તું હઇયાં કાંથી આવી?

**ગુલ**—મારૂં તકદીર મને હઇયાં ઘસરી લાયુંચ.

**ફીરોજ**—પણ ખુલાસાથી જરા જાહેરતો કરો?

**ગુલ**—બમનશાએ મને પોતાના મકાનમાંથી સદાની દુર કીધીચ.

**ફીરોજ**—તેનો શબબ શું?

**ગુલ**—સબબ એજ કે એવણના ભઇના દીકરા જાલ સાથે મને પરણાવા માંગેચ મેં વાંધો લઇ ના કહયું તેથી મારા આય હાલ થયાચ.

**ફીરોજ**—તમુને જાલ વીશે શું વાંધો છે?

**ગુલ**—મારો પ્યાર બીજાપર છે ત્યારે જાલ સાથે કેવી રીતે પરણું?

**ફીરોજ**—ત્યારે તમો તેજ માણસના આશરા તલે હાલમાં છેવો કે?

**ગુલ**—નહિજી એક જઈફ ખેડુતના આશરા તલે હમણાં છેવું અને જો ખોદા મેહરબાન થશે તો મારા વહાલાના છતર તલે રહેવશ.

**ફીરોજ**—(સ્વગત) રખરીઆ મારા બાપ! (જાહેર) તેનું નામ શું છે?

**ગુલ**—તેનું નામ ફીરોજ છે.

**ફીરોજ**—ધંધો શું કરેચ?

**ગુલ**—ડોકટર છે.

**ફીરોજ**—હાલમાં તમારી મદદે કેમ નથી આવતો? તેને તમોએ જણાવ્યું નહિ હોશે.

**ગુલ**—તે બધી બીનાથી હમણાંજ પાંચ મીનીટ થઈ વાકેફ થયોચ.

**ફીરોજ**—હઇયાં તો કોઇ તેવું હું જોતો નથી.

**ગુલ**—તે મારી સામેજ ઉભોચ.

**ફીરોજ**—ઓહો! ઓહ! હવે હું સમજ્યો.

## ગાયન ૧૩ મું.

ગુલશનમાં ગુલ ગુલાબ તું, થવશ હું તારો બાગબાન,
કરૂં તારી ખાહેસ નહિ, નથી જો તારો કદરદાન—ગુલશન
દીલ તારૂં અબવાન છે, સમાન બહેસ્ત બાગોબહાર,
ફુલ ચમનપર પડજો ધુલ, નથી જો તારો પાસબાન.—ગુલશન
ખરાં દીલથી ચાહી હું, ખાઇ વળી કશમ ખરાં,
ધણી વીનાનાં ઢોર સુના, નથી જો તારો આલીશાન—ગુલશન

---

એ મહાતાબી મુખની મન મોહન નાર,
એ ખોરશેદે જમીન રોશન નુરદાર,
એ રીયાહ તુંજ ઝુલફાંની પેજદાર કમંદ
મા કીધું છે મારા દીલને તેં બંદ.
નેનોનાં તીરથી તેં જખમી કીધોચ,
મહોબતની જંજીરમાં બંધવો કીધોચ.
ગુલ- એ શુરા, એ વીરા, એ વહાલા દીલદાર?
એ જીગરના જાન એ હૈડાના હાર!
એ પ્રીતમ પ્યારા રે દીલના આસનાવ!
મહોબતની હોજમાં થઇચ હું બી ગરકાવ
નથી મુજ મહોબતનો જુસ્સો કમતર,
દમ બદમ બલી થાયચ ભસ્મ જીગર.
ફીરોજ - એ ત્યારે ગુલતો મારીજ છે.
ગુલ— આજથી હું તારીજ વાહાલા દીલદાર,
આ તન અને જાન છે. તારેજ આધાર,
ગુલ અને ફીરોજને એકજ તું જાણુ,
તું વિના જીવવું માહરૂં નથી પ્રમાણુ.

ફીરોજ—એ મહોબતવંતી માશુક! બંધ કર થેાેરો વખત તારી તીલેશમાતી જુબાન. નહિ તો બેહદ ખુશાલીથી આ બદન ફાટી ટુકરે ટુકરા થઇ જશે. આહ મારા જેવો સુખી કોઇ નહિ હશે? પ્યારી કાલ રોજે હું હઇયાં આવશ. અને આપરે શાદીના પવીત્ર ગાંઠથી બંધાઇશું. હાલતો મારી મહોબતની મોરનો કીરમજી છાપ તારા ગુલાબી ગાલો પર મારી હું તુંથી રૂખશદ લઉંચ.

ગુલ—ફીરોજ! જ્યારે તું મારાથી રૂખશદ ચહાયચ તેની અગાઉ હું સવાલ પુછું તેનો જવાબ આપ, તારા મેલાપથી મારી ખુશાલીનો પાર રહયો નથી. હું એટલુંજ જાણવા માગુંચ કે મારી તરફ તારા પ્યારની ધોરણ કેવી છે? હું સારી રવેશ વાકેફ છેઉં કે આશકો ખોટા કશમ ખાવાના અપરાધોમાં સદા ફસેલા છે વાસ્તે તારા હૈયાના દરવાજા ખોલ અને તેની અંદર જે કીમતી ખજાનો હોય તે મને પીછાનવા દે.

ફીરોજ—ગુલ! હું આય મહાતાબના કશમ લઇને કહુંચ કે—

ગુલ—અરે તું મહાતાબના કશમ લેતોજ ના. કારણ, તું જાણેચ કે મહાતાબ પોતાના રૂપેરી કીરણો સદા ફેંકતો નથી, જો થોરા દિવસ ઝલકાત તો થોરા દિવસ અંધકાર. સદા કંઇ તેનો પ્રકાશ રહેતો નથી તેમ જો તું ચંદ્રની ચાલ પરજ ચાલવા માંગતો હોય તો બહેતર કે આપરે સદા છુટાં પરીએ.

ફીરોજ—જો મહાતાબના નહિ તો કહે કે કોણના કશમ લઈ મારી વફાદારી જાહેર કરૂં?

ગુલ—ફીરોજ તું કસમ ખાતોજ ના. અને અગર જો તારી એમજ કરવાની ખુશી હોય તો તું જે મુરતીનો હાલ પુજારી બન્યોચ તેના કશમ લે તોજ હું તને વફાદાર ગનશ.

ફીરોજ—મારી વાહલી તાહરા પોતીકા જીગરના હું—

ગુલ—(કોટી કરીને) બસ, ફીરોજ, બશ. મારી પુરી ખાતરી છે કે તું મને વફાદાર રહેશે. હાલ તુરત તો આય નજીવી ભેટ જે હું તુંને આપુંચ તે તું રાખ અને મારા પ્યારની ધધાણી દાખલ એને તું ખોટો ના.

(ફૂલ આપે છે.)

ફીરોજ—ખુશાથી કબુલ રાખુંચ તારી ભેટ, અય મારા દીલના કરાર, તું જો કે આય ફૂલોમાં જ્યાંવેર જીવ છે ત્યાંવેર તેઓ કેવાં તાજાં અને હસતાં દીસેચ? પણ જ્યારે એની હસ્તી ખતમ થાયચ ત્યારે તે કેવાં કરમઇ જાયચ? તેમજ ઓ મારાં હસ્તાં ગુલાબ? જ્યાંવેર તે કીરતાર તુંને લાંબી જીંદગી બક્ષે ત્યાંવેર સદાની તારી સચ્ચાઇ અને તારી મહોબતને કરમાવા દેતી ના હાલ તુરત તો મારા મધુર બુલબુલ તુને શલામ.

(સુંઘી લઇને ફીરોજ જાય છે.)

**ગુલ**—વહાલા જાની દીલદાર ખુશાલી સદા તારો સાથી રહેજો, દલગીરી તારાં ભવાંપર કદીબી છાંયો ના કરતી.

લાગી કલેજામાં મહોબત તારી,
છુપો એક તીર મને વાગો કારી,
હોશ મારો ગયો ને થઇચ હું બીમાર,
મીટાવ તે બીમારી દે દીલને કરાર.
પ્યાર તારો મધુર ઓ જાની દીલદાર,
આપેચ મુજને કંઇ લહેજત અપાર,
રોશન તુંજ રૂપપર છેઉં ફીદા-ફીદા,
ફીરોજ જાનકે હું તારીજ છેઉં સદાસદા.

વખત થવા આયો, હવે જઇને ખુશીની ખબર મને આસરો આપનાર પાલનજીને કરૂં.

ફીરોજ સરખો મલ્યો મુજને ભરથાર,
તો શુકર સાહેબના હજારો હજાર.

( ગુલ જાય છે. )

( ઓરડો—દીનાને કેદ કીધેલી છે. )

**દીનાં**—અરે આય કેવી રીતની પાક એહાઇ! પહાડ ફાટે તેવો જુલમાત! એકગમ પ્યારા મહેલ્લીની જુદાઇમાં દીલ બલી ખાખ રાખ થાયચ, અને બીજી ગમથી પેલો શહેતાની ખસલતનો મંચી મારો પીછો છોરતો નથી. કહાં જાવું? અનજાના ગામમાં મને લાવીને ફસાવી મુકીચ. શું દુનિયાઇ રવઇઓ એવો છે કે? નાચારી આને તો ગોતરફથી? અરે! હું મારી માદરને પેટે જન્મ નહિ પામતે તો કેવું બહેતર થતે? આય સીતમમાં જીવ્યાં કરતાં મોત ભલું. ઓ! જુલમનાં દોજખી દેવ મંચી! તું મુજ સરખી એક નાજુક અબલાપર તારો પાપી હાથ સાને માટે લંબાવેચ? શું મારી પાક દામન લુટવા માટે? અરે! પાક દામન લુટાશે તેની આગમજ મારો આ પવીત્ર જાન બહેસ્તના ફરેસ્તાઓને હવાલે કરશ. ઝેરી છરીને હું મારો મહેલ્લી ગણુશ. યાતો ઝેરના પ્યાલાને દીલબરના હાથનો દારૂ ગણુસ. પણ, હરગીજ મારા તનને નાપાક કરનાર નથી. અરે! મને બીકને ધ્રુજરાં લાગેચ. અરે! તેજ બદ ઇલતનો સાંમેથી આવેચ.

હવે કેમ કરૂં? આવી વખતે મારે હિંમત ધરવી આસાન થશે. ઓ રબ! તું મારી પાક દામનની સંભાલ કરજે.

(મંચી આવે છે.)

**મંચી**—(દાખલ થઇ) કેમ? ઓ જાહેલ! હજું તું સીધા રસ્તાપર ઉતતરીચ કે નહિ?

**દીનાં**—(ગુસ્સાથી) ઓ બેહયા! ઓ દોજખનાં ગંધીલા પલીદ! તારી નજીસ જુબાનને કાબુમાં રાખ; નહિતો કે તેને કાપી કટકા કરશ. તારા પાપી તનને કાલુ કફન પહેરાવશ. તારી બુરી ચશમોને મારા પગ તલીયે ચોરાવશ. ઓ બુબખ! તું જાહેલ કોનને કહે છે? શું તું એક પાક દામાનની ઓરતને જાહેલ કહેચ? હું જાહેલ નથી. એક ખરા ધણીની વફાદાર ઓરત છેઉં. તું જેવા અપવીત્રનો હાથ ધરૂં તે કરતાં બહેતર કે હું મારા બદનનું ચામરૂં ઉખેરી મારા મહેલ્લીનો પોશાક કરૂં.—

**મંચી**—અય હતીલી! આય તારા શખુનો તારા જાનની આખરી બતાવેચ.

**દીનાં**—અરે એક બારગી આય ફાની જેહાન છોરી હું પવીત્રાઇને ખાતર મીનોઈ જેહાન ચાલી જવું. અને જમીનને આશમાન એક થાયે પણ કદીબી તારી તરફ આરી નજર કરી જોનાર નથી તેમજ મારા બદનના પાક ઓરાનીપર તારા નાપાક ઓરાને પણ પરવા દેનાર નથી.

**મંચી**—બસ કર! ઓ શખુન પરવર! બશ કર! ને મારી મરજીને તાબે થા! નહિતો કે હું તુંને રીબાવી રીબાવી તારા જાનથી મારી નખાવશ.

**દીનાં**—હું એક રતીભારબી મારા જાનની સલામતીની દરકાર કરતી નથી. ખોદાતાલાનું કરવું છે તો ચંદરોજમાં તારી જોહાકીનો દોર તોરનાર મારો મહેલ્લી આવી લાગશે.

**મંચી**—અરે! તું એજ ગુમાનમાં ગરક છે કે, તે પાછો આવશે. પણ, હવે તેના આવનાના આવરદા તું ટુંકા જાન અને મારી મરજીને તાબે થા—

**દીના**—(બોલતાં અટકાવીને) ચુપ! ઓ હેમક! તારી જબાનને હદમાં રાખી જયાદા બકબક કરવું માંડી વાલ્. તું ના સમજતો કે એક ઓરત જાતને દબરાવી બુરી યુકતીમાં પાર પડશે. નહિ, કદી નહિ, તે એવી દબી જનાર ઓરતો બીજીજ હોયચ. પણ, જેમ

ઇરાની ઓરતની જવાંમરદી, બહાદુરી ને પાકદામન જહાન દરમ્યાનમાં એટલી તો મશહુર છે કે એક આફતને વખતે પોતાનો પ્યારો જાન વટીક બરબાદ કરેચ તેમ હું પણ મારી દામન જાલવવા ખાતર મારા પ્યારા જાનને ખોદાને હવાલે કરશ. પણ, તું ચંડાલના બુરા હવશને કદી આધીન થનાર નથી. ઓ! બેમરવત! બદલગામ! ચસમ ચોર! મારા મહેલ્લીએ તુંને ભઇ તરીકે ચાહયો તો તેનીજ લાજ અને હોરમત તું લુંટવા માંગેચ? પણ, યાદ રાખજે કે આકેબત તુંને કેવાં માઠાં ફેજે પુગવું પરશે? વાસ્તે જા તું ગમે એટલો જુલમ ગુજારશે પણ કદીબી તું જેવા નીચને તાબે હું થનાર નથી.

**મંચી**—હું નીચ? ઓ કશકુનમ તું શું બોલેચ? હાલમાં તું કેવી હાલતમાં છે તેનો વિચાર કર. તારી મદદે કોણ છે તેનો ખ્યાલ કર.

**દીના**—મારી મદદે મારો પેદા કરનાર છે.

**મંચી**—હં! હં! હં! પેદા કરનાર તારી મદદે? પેદા કરનાર આદમીરૂપ લઇ આવશે?

**દીના**—જે માણસ દુનિયામાં હેંકરઇ રાખેચ તેના શું હાલ થાયચ તે તું જાનેચ? જમશેદ જેવા પાદશાહની ગરૂરી રહી નહિ તો તું શું બીસાદમાં છે? આ ફાની દુનિયાની ટુંક મોજમજાહથી હાથ ઉઠાવ કારણ કે માણસની જીંદગી થોરાવારના છાયડાની માફક છે. ખુબસુરત ફૂલોને ખીલતાં જેટલો વાર લાગેચ તેમ જીંદગીના ફૂલની પહેલાં કલી થશે પછી તે ખીલશે ને અંતે કરમાઇને માટી સાથે મલી જશે. ટુંક અરસામાં તારોબી તેવોજ હાલ થશે. માટે હાલ તારા વખતનો સારો ઉપયોગ કર. તેમ કરવાનું તારા હાથમાં છે.

**મંચી**—છટ, છટ, દોરંગી દુનિયામાં કોઇ એવું સમજતું નથી.

**દીના**—દુનિયા દોરંગી નથી. પણ માનવીઓજ બેઢંગી છે. જો દુનિયા દોરંગીજ હોય તો પછી તેના તકલીદી દમામ ઉપર ભુલાવો ના ખા.

**મંચી**—જેઓ નિતીમાન, પહરેજગાર, રાંક, અને એકમારગી હોવા છતાં દુખના બોજા તલે દતાયલાં રહેચ, એથી ઉલટું એક મારા જેવો લુચ્ચો તરેહવાર કાવાદાવા રમનાર, જોનારને સુખી દીસેચ, એવી દોરંગી દુનિયાં છે.

**દીના**—દુનિયાનું ચક્કર એક રીતે રહેતું નથી, પણ તે સદા ફરતું ને ફરતુંજ રહેચ. એક ઘરીમાં શાહાના ફકીર, ને ફકીરના શાહ બની જાયચ. એવી દુનિયાની કઢંગી ચાલ છે, દુનિયાની આવી કઢંગી ચાલ વિશે માણસો તરેહવાર રીતે ફરીયાદ કરેચ, કે આ દુનિયાનો કંઈ ઢંગ નથી. આય કંઇ દુનિયા નહિ, પણ દો ન્યાય, યાને બે તરેહનો ઇનસાફ છે. દુનિયાને આવી દોરંગી બનાવવામાં જેમ એક ચીતારો બે રંગની મેલવણીથી એક સુંદર રંગ બનાવેચ, તેમ દોરંગની મેલવણીથી મનુષ્યને કેવી નશીયત બતાવીચ? અને કેટલો ફાયદો કરી આપ્યોચ? તે જાનવાની તે થોરીજ ઇન્ટેજારી બતાવેચ. ખરી વાત છે કે, નેક આદમી કરતાં બદ આદમી વધારે સુખી દીસચ, ઘણીવાર ભલાની ભલાઈ, પાણીમાં જાયચ, ને અંદરખાનેથી ભુંડા કર્મ કરનારા ભલ-ઇનો જશ મેળવેચ, પણ તેમાં દુનિયાનો દોષ શું? તેમાં તો તારા મનુષ્ય ભાઇઓનોજ વાંક છે, કે તેઓ ભલાની ભલાઈ ને ભુંડાની ભુંડાઇ પીછાની તેઓને સરખો ઇનસાફ આપી શકતા નથી ત્યારે કહે કે દુનિયા દોરંગી કેમ થઇ?

**મંચી**—હજુર કંઈ ભાશણ છે કે, ખલાશ થયું. હું તારૂં કંઇ સમજવા માંગતો નથી. તું મારી માંગણી કબુલ કર.

**દીના**—તારો જાન જશે તોપણ તારી મુરાદ બર આવવાની નથી.

**મંચી**—હુંબી જોઉંચ તું કયાં વેર તારી ઉજત છોરશે નહિ?

**દીના**—દમમાં દમ છે ત્યાંવેર.

**મંચી**—ત્યારે આય બંધ ઓરડામાં સબરીઆ કર.

(દીનાંને બંધ કરી મંચી જાય છે.)

## પરદો ૧૪ મો.

જંગલ—( મહેલ્લી દાખલ થાય છે.)

**મહેલ્લી**—મંચી હઇયાં આવી લાગોચ અને પોતાની વીંટી મારી તરફ મોકલી મને હઇયાં બોલાવ્યોચ. વરી શું ગોટાલો છે! કંઈ સમજ પરતી નથી. વીંટી તો એનીજ છે. એના ગુમ થઇ ગયલા બાપની નિશાન છે. અરરર! વીંટી તો તેબલ પરજ ભુલી ગીયોચ, રખે કોઈ ઉચકી લે. જઇને લેઈ આવું.

(મહેલ્લી જાય છે, કાશમ કાગજ લઇને આવે છે.)

**કાશમ**—મારા સમ, મંચી શેઠ આય જગા મને દેખરાવીચ. હમણાં મહેલ્લી આવી લાગતો હોશે. અરે! બીચારાને શું

ખબર હોશે કે એના માથાપર મોતનો ફરેશતો ભમેચ! વખત થવા આયો, હઇયાંતો કોઈ દીસતું નથી. પેલો રસ્તેથી નહિ જાય. લાવ, ત્યાંબી એક ફેરો મારી આવું.

( કાશમ જાય છે, મંચી આવે છે.)

**મંચી**—( દાખલ થઈ ) કાશમ કહાં મુવો? વખત થવા આયો. હમણાં મહેલ્લી આવી લાગતો હોશે પછી પેલી દીનાને ઠેકાણે લાવુંચ. ( કાશમ ભરાતો આવે છે. )

**કાશમ**—ત્યાંબી કોઇ નહિ મલે. ( મંચી પર નજર પરેચ ) આહ આયોચ. ચાલ **મોતની તૈયારી** કર. ( કાશમ બાર કરે છે, તે મંચીને લાગે છે. મંચી જમીનપર પતકાય છે. કાશમ નાસી જાય છે.)

**મંચી**—ઓહ ! આય શું થયું? અરે કોઇ છે કે? બસ, બસ, કર ને જો હઈયાંજ છે. અરે! મને મરવા નથી ગમતું. મારા પાપો મારી સામે આવી ઉભાંજ. મારે હાથે ઘણા નિરદોશોને દુખ પુગાંચ. પણ, અંતે ધર્મો જય. અરે! ફીરોજ, મહેલ્લી, દીનાં, મને માફ કરો. હા! ઓહ!

(મંચી મરે છે, કાશમ છુપાતો આવે છે.)

**કાશમ**—મારા સમ, ચાલો આપરે મંચીને મલી ખુરદો કરાવી ચાલતાં થઇએ.

( ચાલતાં જતાં નાગ આવી ડંસે છે. )

અરરર! ઝેરી નાગે મને તો ડંસીયોચ, આહ! કરશો તેવું પામશો. (મંચીપર નજર પરેચ) અરે! આય કોણ! મંચી! ખુદરત તારો ઇનસાફ રાસ્ત છે. (જમીનપર પરેચ ) અરે! મારા ગુનાહ મને કોણ માફ કરશે? તારી દરગાહમાં કયે ચહેરે આવું? ઓહ! ઓહ! અલ્લાહ! અલ્લાહ!—

( કાશમ મરે છે, મહેલ્લી આવે છે.)

**મહેલ્લી**—( દાખલ થઇ ) ચાલ સારૂં થયું વીંટી મલી તો નહિ તો મંચી શું વીચારતે? ( લાશપર નજર પરેછે. ) અરે આય તો મારો મંચી? અરરર! એ શું થયું? આય કોણ? અરે! એતો રૂસ્તમજીનો ઓરખીતો કાશમ. એ શું ઘોટાલો થયોચ? અરરર! બીચારા કોઇના ભોગ થઇ પરયાચ બાજુમાં રીવોલવરબી છે. કદાચ ફીરોજે કંઇ મંચીને ઠપકો આપ્યો હોય તેથી તો આપઘાત નહિ કીધો હોય? લાવ, જોવું? કંઇ ગજવામાંથી પત્તો મલેચ.

(મહેલ્લી મંચી તેમજ કાશમના ખીસાં તપાસેચ. તેમાંથી કાગજો મલેચ.)

હાં! હાં! જયાં છે ત્યાં બેઉએ આપઘાટ કીધોચ. લાવ જોવું શુ લખેચ? (વાંચે છે.) અમલસાર તા૦

**વહાલા દોસ્ત કાશમ,**

તારૂં કાગજ મલ્યુંચ. હું દીનાને નસારી લઇ ગીયોચ. પણ કશી દાદ આપતી નથી. હવે તો તું મહેલ્લીને મારા રસ્તામાંથી દુર કરશે તો ઠીક થશે. મહેલ્લીપર મેં કાગજ લખ્યુંચ અને હુંબી તારી તરફ આવશ. મહેલ્લીની ખાતરી કરવા વીંટી મોકલાવીચ. એટલે ત્યાં જરૂર આવશે. જગા ધ્યાન રાખજે. જેવો આવે તેવો રીવોલવરથી મારી નાંખજે, સંભાળથી કામ કરજે. દીનાને હું લઇ ગીયો તો ખરો પણ બશ મહેલ્લીનેજ યાદ કરેચ વાસ્તે મહેલ્લીને સદાનો દુર કરજે.

લી૦ મંચીનો સલામ.

તા૦ ક૦—દીનાને ઓરડામાં બંધ કરીને આવશ. તું મને દેખાવ આપતોજ ના. ઠેરવેલે જગે મલશું. લી૦ મંચી.

(વાંચી રહીને) અફસોસ! હજાર અફસોસ! હવે સમજ પરી. ગંભીર ગોટાલામાં આજવેર ગોતા ખાતો હતો, તોપણ ખોદાનો ખયાલ ન્યારો છે. તેની લાકડીનો અવાજ નથી. કર ને જો હઇયાંજ છે. હવે મારી દીનાને મલવા જાવું.

## પરદો ૧૫ મો.

### ઓરડો.

**દીનાં**—અરે! આય જુદાઇનો કારી ઘા કેમ ખમાય? આય મુજપર પરતાં દુખોનો ઓ કીરતાર! તું કયારે અંત લાવશે? ઓ કમજાત મંચી! તું મને દુખ કાંય દેચ? પણ તું એમ ના સમજતો કે મારીપર જફા પારી તું કોઈ પણ રીતે સુખી થવાનો. ઓ આસમાન! તું ફાટ અને મારી ફરીયાદના પુકાર તે નીર આકાર પીતાને સાંભલવા દે. ઓ ધરતી! તું ધ્રુજ અને તારા ઉંડાંમાં ઉંડા પેટામાં મને જીવતી ને જીવતી દાટ. ઓ મારા મહેલ્લી! મારા હૈયાના હાર! મારી આંખોના નુર! મારા સુખના ચેરાગ! રખે, તું મંચીનો ભોગ થઈ પરીઓ હોય? રખે કોઇ ખુની ખનજરની તીણી અનીએ તારા જીગરને ચાક કીધું હોય? ઓ કીરતાર! અમે

એટલાં દુખોનો વરસાદ તું મારીપર વરસાવ. પણ્ એ ગેબ ઓના ગેબી! તેનાં છાંટાં તું મહેલ્લીપર ઉડવા દેતોના. તાર. આંખમાં હું તકસીરવાર નથી ત્યારે આય બદીમાંથી મને ખલાશ કર, અને મહેલ્લીને મારે સ્વાધીન કર.

(બારણું ઠોકાય છે.)

**દીનાં**--એ કોણ છે? રખે પેલો પાપી મંચી આયો હોય?

**મહેલ્લી**—(અંદરથી) બારણું ઉઘાર.

**દીનાં**--ઓહ આયતો મારા વહાલા મહેલ્લીનો અવાજ છે. તમારૂં નામ શું છે?

**મહેલ્લી**--(અંદરથી) મારૂં નામ બી ભુલી ગયાં? મારૂં નામ મહેલ્લી છે.

**દીનાં**—વહાલા, તાળું મારેલું છે. કેવી રીતે ખોલું? તમો પછવારેનો દરવાજો ભાંગીને આવો તો સારૂં.

**મહેલ્લી**—(બારણું ભાંગે છે.) ઓ મારી દીનાં! મારા પ્યારની પુતલી! આય તારા શું હાલ?

**દીનાં**—આય હાલ કરનાર છે પેલો મંચી કંગાલ.

**મહેલ્લી**—તેની પરતો મોતના ફરેશતાએ બીછાવી જાલ. ખારો ખોદી તેમાં પોતેજ પરીઓ. સમજી વહાલી?

**દીનાં**--શું તે મરી ગીયો?

**મહેલ્લી**--આહ તે આય દુનિયામાંથી કુચ કરી ગીયો.

**દીનાં**--મને ખુલાસાથી સમજાવો.

**મહેલ્લી**—લે વહાલી આય કાગજ વાંચ. (દીનાં કાગજ વાંચે છે.)

**દીનાં**--(વાંચી રહી) હા, હવે હું સમજી. તમોબી ત્યારે આય કાગજ વાંચીનેજ મારી મદદે આવી લાગા હોશો. પણ, એ કાગજ તમારા હાથમાં કેમ આયાં?

**મહેલ્લી**—મંચી અને પેલા કાશમની લાશ ત્યાં પરી હતી. હું સમજ્યો કે આપઘાત કીધો હોશે, પણ બેઉ ગફલતીમાં એકમેકના ભોગ થઇ પરેલા લાગેચ. વારૂ, બ્હાલી હાલતો ચાલ પછી પોતાની મેલે જણાશે.

**દીનાં**—ચાલો વહાલા. (બંને જાય છે.)

## પરદો ૧૬ મો.

(રૂસ્તમનું ઘેર—રૂસ્તમ આવે છે)

**રૂસ્તમ**--આજે ફીરોજ આવનાર છે.-- (નોકર દાખલ થાય છે.

**નોકર**--(દાખલ થઇ) શેઠ ખાવાનું તૈયાર છે. લાવું સુરબ્બી?